# આત્મ સાક્ષાત્કાર

## પામવા માટેનું સરળ અને સચોટ વિજ્ઞાન



**જ્ઞાની પુરુષ દાદાશ્રી (દાદા ભગવાન)**

જ્ઞાની પુરુષ પરમ પૂજ્ય દાદા ભગવાનની દિવ્ય જ્ઞાનવાણી

સંકલન : પૂજ્યશ્રી દીપકભાઈ દેસાઈ

# આત્મસાક્ષાત્કાર

## પામવા માટેનું સરળ અને સચોટ વિજ્ઞાન

**પ્રકાશક : શ્રી અજિત સી. પટેલ,** મહાવિદેહ ફાઉન્ડેશન, ૫, મમતાપાર્ક સોસાયટી, ઉસ્માનપુરા, અમદાવાદ-૩૮૦૦૧૪. ફોન : (૦૭૯) ૨૭૫૪૦૪૦૮



**આવૃતિ :** ૩૦,૦૦૦ જાન્યુઆરી ૨૦૧૩

**ભાવ મૂલ્ય :** 'પરમ વિનય' અને 'હું કંઈ જ જાણતો નથી' એ ભાવ!

**મુદ્રક :** મહાવિદેહ ફાઉન્ડેશન, પાર્શ્વનાથ ચેમ્બર્સ, ઉસ્માનપુરા, અમદાવાદ.

## 'દાદા ભગવાન' કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતાં સુરતનાં સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્‌ભૂત આશ્ચર્ય ! એક કલાકમાં વિશ્વદર્શન લાધ્યું ! 'આપણે કોણ ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ? 'ઈ. જગતનાં તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા !

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, અન્યને પણ પ્રાપ્તિ કરાવી આપતાં, એમના અદ્‌ભૂત જ્ઞાનપ્રયોગથી ! એને અક્રમ માર્ગ કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું ! અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ ! શોર્ટકટ !!

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ ?'નો ફોડ પાડતા કહેતાં કે, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે, જે ચૌદલોકના નાથ છે, એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે ! હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.''

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી) ગામેગામ-દેશવિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતાં હતાં. દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ પૂજ્ય ડૉ. નીરુબહેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા. પૂજ્ય દીપકભાઈ દેસાઈને દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. નીરુમાની હાજરીમાં તેમના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ ૨૦૦૩થી દેશ-વિદેશનાં ઘણાં ગામો-શહેરોમાં જઈને આત્મજ્ઞાન કરાવી રહ્યા હતા, જે ૨૦૦૬માં પૂજ્ય નીરુમાના દેહવિલય બાદ ચાલુ જ છે. આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને જવાબદારીઓ પૂરી કરતાં પણ મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

# અક્રમ વિજ્ઞાન
# આત્મ સાક્ષાત્કાર
## પામવા માટેનું સરળ અને સચોટ વિજ્ઞાન

### ૧. મનુષ્ય જીવનનો ધ્યેય શું ?

આ તો 'લાઈફ' બધી ફ્રેક્ચર થઈ ગઈ છે. શેના સારુ જીવે છે, તેનુંય ભાન નથી. આ ધ્યેય વગરનું જીવન, એનો કંઈ અર્થ જ નથી. લક્ષ્મી આવે છે અને ખઈ-પીને મોજ કરીએ અને આખો દહાડો ચિંતા-વરીઝ કર્યા કરીએ, એ જીવનનો ધ્યેય કેમ કહેવાય ? મનુષ્યપણું મળ્યું એ એળે જાય એનો શો અર્થ છે ? એટલે મનુષ્યપણું મળ્યા પછી આપણા ધ્યેયને પહોંચવા માટે શું કરવું જોઈએ ? સંસારના સુખો જોઈતા હોય, ભૌતિક સુખો, તો તમારી પાસે જે કંઈ હોય તે લોકોને આપો.

આ દુનિયાનો કાયદો એક જ વાક્યમાં સમજી જાવ, આ જગતના તમામ ધર્મોનો સાર એ છે કે જે માણસને સુખ જોઈતાં હોય, તો બીજાં જીવોને સુખ આપો અને દુઃખ જોઈતું હોય તો દુઃખ આપો. જે અનુકૂળ આવે તે આપો. હવે કોઈ કહેશે કે સુખ લોકોને અમે કેવી રીતે આપીએ, અમારી પાસે પૈસા નથી. તો પૈસાથી અપાય છે એવું એકલું જ નથી, એની જોડે ઓબ્લાઈઝિંગ નેચર રાખી શકાય, એનો ધક્કો ખઈ શકાય અને સલાહ આપી શકાય, બધી અનેક રીતે ઓબ્લાઈઝ કરી શકીએ એમ છે.

### બે પ્રકારના ધ્યેય, સાંસારિક અને આત્યંતિક

આમ બે પ્રકારના ધ્યેય નક્કી કરવા જોઈએ કે આપણે સંસારમાં એવી રીતે રહેવું, એવી રીતે જીવવું કે કોઈને ત્રાસ ન થાય, કોઈને દુઃખદાયી ન થઈ પડીએ. એવી રીતે આપણે સારા ઊંચા સત્સંગી પુરુષો, સાચા પુરુષો ભેગું રહેવું અને કુસંગમાં ન પેસવું એવો કંઈ ધ્યેય હોવો જોઈએ. અને બીજા ધ્યેયમાં તો પ્રત્યક્ષ 'જ્ઞાની પુરુષ' મળી જાય તો (એમની પાસેથી આત્મજ્ઞાન મેળવી) તેમના સત્સંગમાં રહેવું,

તેનાથી તો તમારાં દરેક કામ થાય, બધાં 'પઝલ' 'સોલ્વ' થઈ જાય (અને મોક્ષ પ્રાપ્ત થાય).

એટલે મનુષ્યનો છેવટનો ધ્યેય શું ? મોક્ષે જવાનો જ, એ જ ધ્યેય હોવો જોઈએ. તમારેય મોક્ષે જ જવું છે ને ? ક્યાં સુધી ભટકવું ? અનંત અવતારથી ભટક ભટક... કંઈ ભટકવામાં બાકી જ નથી રાખ્યું ને ! શાથી ભટકવાનું થયું ? કારણ કે 'હું કોણ છું' તે જ ના જાણ્યું. પોતાના સ્વરૂપને જ જાણ્યું નથી. પોતાનું સ્વરૂપ જાણવું જોઈએ. 'પોતે કોણ છે' એ ના જાણવું જોઈએ ? આટલું બધું ફર્યા તોય ના જાણ્યું તમે ? એકલા પૈસા કમાવા પાછળ પડ્યા છો ? મોક્ષનુંય થોડુઘણું કરવું જોઈએ કે ના કરવું જોઈએ ? મનુષ્યો ખરેખર પરમાત્મા થઈ શકે છે. પોતાનું પરમાત્મપણું પ્રાપ્ત કરવું એ છેલ્લામાં છેલ્લો ધ્યેય છે.

### મોક્ષ, બે સ્ટેજે

**પ્રશ્નકર્તા :** મોક્ષનો અર્થ સાધારણ રીતે આપણે જન્મ-મરણમાંથી મુક્તિ એમ કરીએ છીએ.

**દાદાશ્રી :** હા, એ ખરું છે. પણ એ છેલ્લી મુક્તિ છે, એ સેકન્ડરી સ્ટેજ છે. પણ પહેલા સ્ટેજમાં, પહેલો મોક્ષ એટલે સંસારી દુઃખનો અભાવ વર્તે. સંસારના દુઃખમાંય દુઃખ અડે નહીં, ઉપાધિમાંય સમાધિ રહે, એ પહેલો મોક્ષ. અને પછી આ દેહ છૂટે ત્યારે આત્યંતિક મોક્ષ છે. પણ પહેલો મોક્ષ અહીં થવો જોઈએ. મારો મોક્ષ થઈ જ ગયેલો છે ને ! સંસારમાં રહે છતાં પણ સંસાર અડે નહીં એવો મોક્ષ થઈ જવો જોઈએ. તે આ અક્રમ વિજ્ઞાનથી એવું થઈ શકે એમ છે.

## ૨. આત્મજ્ઞાનથી શાશ્વત સુખની પ્રાપ્તિ

જીવ માત્ર શું ખોળે છે ? આનંદ ખોળે છે, પણ ઘડીવાર આનંદ મળતો નથી. લગ્નમાં જાય કે નાટકમાં જાય, પણ વળી પાછું દુઃખ આવે છે. જે સુખ પછી દુઃખ આવે એને સુખ કહેવાય જ કેમ ? એ તો મૂર્છાનો આનંદ કહેવાય. સુખ તો 'પરમેનન્ટ' હોય. આ તો ' 'ટેમ્પરરી' સુખ છે

ને પાછું કલ્પિત છે, માનેલું છે. દરેક આત્મા શું ખોળે છે ? કાયમનું સુખ, શાશ્વત સુખ ખોળે છે. તે 'આમાંથી આવશે, આમાંથી આવશે. આ લઉં. આમ કરું, બંગલો બંધાવું તો સુખ આવશે, ગાડી લઉં તો સુખ આવશે.' એમ કર્યા કરે છે પણ કશું આવતું નથી. ઊલટો વધારે ને વધારે જંજાળોમાં ગૂંચાય છે. સુખ પોતાની મહીં જ છે, આત્મામાં જ છે. એટલે આત્મા પ્રાપ્ત કરે તો (સનાતન) સુખ જ પ્રાપ્ત થાય.

## સુખ અને દુઃખ

જગતમાં બધા જ સુખ ખોળે છે પણ સુખની વ્યાખ્યા જ નથી નક્કી કરતા. 'સુખ એવું હોવું જોઈએ કે જેના પછી ક્યારેય પણ દુઃખ ના આવે.' એવું એકેય સુખ આ જગતમાં હોય તો ખોળી કાઢ, જા. શાશ્વત સુખ તો પોતામાં-સ્વમાં જ છે. પોતે અનંત સુખનું ધામ છે ને લોકો નાશવંત ચીજમાં સુખ ખોળવા નીકળ્યા છે !

## સનાતન સુખની શોધ

જો સનાતન સુખ પ્રાપ્ત થઈ ગયું, એને પછી સંસારનું દુઃખ ના અડે તો એ આત્માની મુક્તિ થઈ ગઈ. સનાતન સુખ, એનું નામ જ મોક્ષ. બીજા મોક્ષનું આપણે શું કામ છે ? આપણને સુખ જોઈએ છે. આપને સુખ ગમે છે કે નથી ગમતું ? એ કહો મને.

**પ્રશ્નકર્તા :** એને માટે તો ફાંફા છે બધાં.

**દાદાશ્રી :** હા, તે સુખ પણ ટેમ્પરરી નથી ફાવતું. એ સુખની પછી દુઃખ આવે, એટલે એ ગમતું નથી. સનાતન સુખ હોય તો દુઃખ આવે નહીં, એવું સુખ જોઈએ છે. તે એ સુખ મળે, એનું નામ મોક્ષ.મોક્ષનો અર્થ શો ? ત્યારે કહે કે સંસારી દુઃખનો અભાવ થવો, એનું નામ મોક્ષ ! નહીં તો દુઃખનો અભાવ રહે નહીં કોઈનેય !

એક તો, આ બહારનું વિજ્ઞાન તો આ જગતના સાયન્ટિસ્ટો કર્યા જ કરે છે ને ! અને બીજું, આ આંતર વિજ્ઞાન કહેવાય છે, જે પોતાને

સનાતન સુખ તરફ લઈ જાય છે. એટલે પોતાનું સનાતન સુખ પ્રાપ્ત કરાવે એ આત્મવિજ્ઞાન કહેવાય અને આ ટેમ્પરરી એડજસ્ટમેન્ટવાળું સુખ કરે, એ આ બધું બાહ્ય વિજ્ઞાન કહેવાય. બાહ્ય વિજ્ઞાન તો છેવટે વિનાશી છે ને વિનાશ કરનારું છે અને 'આ' અક્રમ વિજ્ઞાન સનાતન છે અને સનાતન કરનારું છે !

## 3. I & My are separate

### 'જ્ઞાની' જ મૌલિક ફોડ આપે

'I' એ ભગવાન અને 'My' એ માયા. 'My' is Relative to 'I'. 'I' is Real, આત્માનાં ગુણોનું આ 'I' માં આરોપણ કરો તોય 'તમારી' શક્તિઓ બહુ વધી જાય. મૂળ આત્મા એકદમ 'જ્ઞાની' સિવાય ના જડે, પણ આ 'I' and 'My' તદ્દન જુદાં જ છે. એવું બધાંને, ફોરેનના લોકોને પણ જો સમજાય તો તેમની ઉપાધિઓ ઘણી ઓછી થઈ જાય. આ સાયન્સ છે. અક્રમ વિજ્ઞાનની આ આધ્યાત્મિક રિસર્ચની તદ્દન નવી જ રીત છે. 'I' એ સ્વાયત્ત ભાવ છે અને 'My' એ માલિકી ભાવ છે.

### સેપરેટ I એન્ડ My

તમને કહ્યું હોય કે સેપરેટ I એન્ડ My વિથ સેપરેટર, તો તમે I અને My સેપરેટ કરી લાવો ખરાં ? I એન્ડ My સેપરેટ કરવા જેવું ખરું કે નહીં ? જગતમાં કદી જાણવું તો પડશે ને ! સેપરેટ I એન્ડ My. જેમ દૂધનું સેપરેટર હોય છે ને, તેમાંથી મલાઈને જુદી પાડે છે ને ? એવું આ જુદું પાડવાનું.

તમારે My જેવી કશું વસ્તુ છે ? I એકલા છો કે My સાથે છે ?

**પ્રશ્નકર્તા :** My સાથે હોય ને !

**દાદાશ્રી :** શું શું My છે તમારે ?

**પ્રશ્નકર્તા :** મારું ઘર અને ઘરની બધી વસ્તુઓ.

**દાદાશ્રી :** બધી તમારી કહેવાય ? અને વાઈફ કોની કહેવાય ?

**પ્રશ્નકર્તા :** એ પણ મારી.

**દાદાશ્રી :** અને છોકરાં કોના ?

**પ્રશ્નકર્તા :** એ પણ મારા.

**દાદાશ્રી :** અને આ ઘડિયાળ કોનું ?

**પ્રશ્નકર્તા :** એ પણ મારું છે.

**દાદાશ્રી :** અને હાથ કોના છે ?

**પ્રશ્નકર્તા :** હાથ પણ મારા છે.

**દાદાશ્રી :** પછી 'મારું માથું, મારું બોડી, મારા પગ, મારા કાન, મારી આંખો' એવું કહેશો. આ શરીરમાં બધી જ વસ્તુને 'મારું' કહે છે, ત્યારે 'મારું' કહેનાર તમે કોણ છો ? એ વિચાર્યું નથી ? 'માય નેમ ઈઝ ચંદુભાઈ*' બોલે અને પછી કહેશો 'હું ચંદુભાઈ છું', આમાં કંઈ વિરોધાભાસ નથી લાગતો ?

**પ્રશ્નકર્તા :** લાગે છે.

**દાદાશ્રી :** તમે ચંદુભાઈ છો, હવે આમાં I એન્ડ My બે છે. આ I એન્ડ My એ બે રેલવેલાઈન જુદી જ હોય. પેરેલલ જ રહે છે, કોઈ દહાડો એકાકાર થતું જ નથી. છતાંય તમે એકાકાર માનો છો, તે સમજીને આમાંથી Myને સેપરેટ કરી નાખો. તમારામાં જે My છે ને, એ બાજુએ મૂકો. My હાર્ટ, તો એ બાજુએ મૂકો. આ શરીરમાંથી બીજું શું શું સેપરેટ કરવાનું હોય ?

**પ્રશ્નકર્તા :** પગ, ઈન્દ્રિયો.

**દાદાશ્રી :** હા. બધું જ. પાંચ ઈન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર બધું જ.

* ચંદુભાઈની જગ્યાએ વાચકે પોતાનું નામ સમજવું.

પછી 'My ઈગોઈઝમ' બોલે છે કે 'I એમ ઈગોઈઝમ' બોલે છે ?

**પ્રશ્નકર્તા :** My ઈગોઈઝમ.

**દાદાશ્રી :** 'My ઈગોઈઝમ' બોલશો તો એટલું જુદું પાડી શકશો. પણ તેથી આગળ જે છે, એમાં તમારો ભાગ શું છે તે તમે જાણતા નથી. એટલે પછી પૂરેપૂરું સેપરેશન થાય નહીં. તમારું અમુક જ હદ સુધી જાણો. તમે સ્થૂળ વસ્તુ જ જાણો છો, સૂક્ષ્મમાં જાણતા જ નથી. આ તો સૂક્ષ્મ બાદ કરવાનું, એ પછી સૂક્ષ્મતર બાદ કરવાનું, પછી સૂક્ષ્મતમ બાદ કરવાનું એ જ્ઞાની પુરુષનું જ કામ.

પણ એક-એક સ્પેરપાર્ટસ બધા બાદ કરતાં કરતાં જઈએ તો I ને My એ બે જુદું થઈ શકે ખરું ને ? I ને My બે જુદાં પાડતાં છેવટે શું રહે ? Myને બાજુએ મૂકો, તો છેવટે શું રહ્યું ?

**પ્રશ્નકર્તા :** I.

**દાદાશ્રી :** તે I એ જ તમે છો ! બસ, તે I ને રીયલાઈઝ કરવાનું છે.

ત્યાં અમારી (જ્ઞાનીની) જરૂર પડે. હું એ બધું જ તમને છુટું પાડી આપું. પછી તમને 'હું શુદ્ધાત્મા છું' એવો અનુભવ થયા કરે. અનુભવ થવો જોઈએ. અને જોડે જોડે દિવ્યચક્ષુ પણ આપું છું એટલે આત્મવત્ સર્વ ભૂતેષુ (બધામાં જ આત્મા) દેખાય.

## ૪. 'હું'ની ઓળખાણ કેવી રીતે ?

### જપ-તપ, વ્રત ને નિયમ

**પ્રશ્નકર્તા :** વ્રત, તપ, નિયમ એ જરૂરી છે કે નહીં ?

**દાદાશ્રી :** એવું છે, આ 'કેમિસ્ટ'ને ત્યાં જેટલી દવાઓ છે એ બધી જરૂરી છે પણ તે લોકોને જરૂરી છે, તમારે તો જે દવાની જરૂર છે એટલી

જ શીશી તમારે લઈ જવાની. એવું વ્રત, તપ, નિયમ આ બધાની જરૂર છે. આ જગતમાં કશું ખોટું નથી. જપ-તપ કશું ખોટું નથી, પણ સહુ સહુની દૃષ્ટિએ, સહુની અપેક્ષાએ સત્ય છે.

**પ્રશ્નકર્તા :** તપ અને ક્રિયાથી મુક્તિ મળે ખરી ?

**દાદાશ્રી :** તપ અને ક્રિયાથી ફળ મળે, મુક્તિ ના મળે. લીમડો વાવીએ તો કડવાં ફળ મળે અને આંબો વાવીએ તો મીઠાં ફળ મળે. તારે જે ફળ જોઈતું હોય તેવું બી વાવ. મોક્ષ માટેનું તપ તો જુદું જ હોય, અંતરતપ હોય. ત્યારે લોકો એવું સમજ્યા કે તે આ બહારથી તપ લઈ બેઠા એ. આ બહાર જેટલા તપ દેખાય છે, પણ આવું તપ નહીં. એ બધા એનું ફળ પુણ્ય આવશે. મોક્ષે જવા અંતર તપ જોઈએ, અદીઠ તપ.

**પ્રશ્નકર્તા :** મંત્રજાપથી મોક્ષ મળે કે જ્ઞાનમાર્ગથી મોક્ષ મળે ?

**દાદાશ્રી :** મંત્રજાપ તમને સંસારમાં શાંતિ આપે. મનને શાંત કરે એ મંત્ર, એનાથી ભૌતિક સુખો મળે અને મોક્ષ તો જ્ઞાનમાર્ગ વગર નથી. અજ્ઞાનથી બંધન છે અને જ્ઞાનથી મુક્તિ છે. આ જગતમાં જે જ્ઞાન ચાલે છે તે ઈન્દ્રિયજ્ઞાન છે એ ભ્રાંતિ છે ને અતિન્દ્રિય જ્ઞાન એ જ દરઅસલ જ્ઞાન છે.

જેને પોતાના સ્વરૂપની ઓળખ કરી મોક્ષે જવું હોય તેને ક્રિયાઓની જરૂર નથી. જેને ભૌતિક સુખો જોઈતાં હોય, તેને ક્રિયાઓની જરૂર છે. મોક્ષે જવું હોય તેને તો જ્ઞાન અને જ્ઞાનીની આજ્ઞા બેની જ જરૂર છે.

## જ્ઞાની જ ઓળખાવે 'હું'ને

**પ્રશ્નકર્તા :** આપ કહો છો કે તમે તમારી જાતને ઓળખો તો એ જાતને ઓળખવા શું કરવું ?

**દાદાશ્રી :** એ તો મારી પાસે આવવાનું. તમારે કહી દેવાનું કે અમારે અમારી જાતને ઓળખવી છે, એટલે હું તમને ઓળખાણ પાડી દઉં.

**પ્રશ્નકર્તા :** 'હું કોણ છું' એ જાણવાની જે વાત છે, તે આ સંસારમાં રહીને કેવી રીતે બને ?

**દાદાશ્રી :** તો ક્યાં રહીને જાણી શકાય એ ? સંસાર સિવાય બીજી કોઈ જગ્યા છે કે ત્યાં રહેવાય ? આ જગતમાં બધા સંસારી જ છે ને બધા સંસારમાં જ રહે છે. અહીં 'હું કોણ છું ?' એ જાણવા મળે એવું છે. 'તમે કોણ છો' એ સમજવા માટેનું જ આ સાયન્સ છે અહીં આગળ. અહીંયાં આવજો, અમે તમને ઓળખાવડાવીશું.

## મોક્ષનો સરળ ઉપાય

જે મુક્ત થયેલા હોય ત્યાં આગળ જઈને આપણે કહીએ કે સાહેબ, મારી મુક્તિ કરી આપો ! એ જ છેલ્લામાં છેલ્લો ઉપાય, સારામાં સારો ઉપાય. 'પોતે કોણ છે' એ જ્ઞાન નક્કી થઈ જાય તો એને મોક્ષગતિ મળે. અને જો આત્મજ્ઞાની ના મળે તો (ત્યાં સુધી) આત્મજ્ઞાનીનાં પુસ્તકો વાંચવાં જોઈએ.

આત્મા એ સાયન્ટિફિક વસ્તુ છે. એ પુસ્તકોથી પ્રાપ્ત થાય એવી વસ્તુ નથી. એ એનાં ગુણધર્મસહિત છે, ચેતન છે અને એ જ પરમાત્મા છે. એની ઓળખ થઈ ગઈ એટલે થઈ ગયું, કલ્યાણ થઈ ગયું અને તે જ તમે છો પાછાં !

મોક્ષમાર્ગમાં તપ-ત્યાગ કશું કરવાનું હોય નહીં. માત્ર જો જ્ઞાની પુરુષ મળે તો જ્ઞાનીની આજ્ઞા એ જ ધર્મ અને આજ્ઞા એ જ તપ. અને એ જ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ છે, જેનું પ્રત્યક્ષ ફળ મોક્ષ છે.

'જ્ઞાની પુરુષ' મળે તો જ મોક્ષનો માર્ગ સહેલો ને સરળ થઈ જાય, ખીચડી કરતાંય સહેલો થઈ જાય.

# ૫. 'હું'ની ઓળખાણ - જ્ઞાની પુરુષ થકી

## ૧) જરૂર, ગુરુની કે જ્ઞાનીની ?

**પ્રશ્નકર્તા :** દાદા મળ્યા પહેલાં કોઈને ગુરુ માન્યા હોય તો એણે શું કરવું ?

**દાદાશ્રી :** ત્યાં ના જવું હોય તો જવું જ એવું ફરજિયાત નથી. આપણે જવું હોય તો જવાનું અને ના જવું હોય તો ના જવું. એમને દુઃખ ના થાય એટલા માટે ય જવું જોઈએ. આપણે વિનય રાખવો જોઈએ. અહીં આગળ 'જ્ઞાન' લેતી વખતે મને કો'ક પૂછે કે, 'હવે હું ગુરુ છોડી દઉં ?' ત્યારે હું કહું કે 'ના છોડીશ અલ્યા. એ ગુરુના પ્રતાપે તો અહીં સુધી આવ્યો છે.' સંસારનું જ્ઞાનેય ગુરુ વગર થાય નહીં અને મોક્ષનું જ્ઞાનેય ગુરુ વગર થાય નહી. વ્યવહારના ગુરુ વ્યવહાર માટે છે અને જ્ઞાની પુરુષ નિશ્ચયને માટે છે. વ્યવહાર રિલેટિવ છે અને નિશ્ચય રિયલ છે. રિલેટિવ માટે ગુરુ જોઈએ અને રિયલ માટે જ્ઞાની પુરુષ જોઈએ.

**પ્રશ્નકર્તા :** એવું પણ કહે છેને કે ગુરુ વગર જ્ઞાન કેવી રીતે મળે ?

**દાદાશ્રી :** ગુરુ તો રસ્તો દેખાડે, માર્ગ દેખાડે ને 'જ્ઞાની પુરુષ' જ્ઞાન આપે. 'જ્ઞાની પુરુષ' એટલે જેને જાણવાનું કશું બાકી નથી, પોતે તદ્સ્વરૂપમાં બેઠા છે. એટલે 'જ્ઞાની પુરુષ' બધું તમને આપે અને ગુરુ તો સંસારમાં તમને રસ્તો દેખાડે, એમના કહ્યા પ્રમાણે કરીએ તો સંસારમાં સુખી થઈએ. આધિ, વ્યાધિ ને ઉપાધિમાં સમાધિ અપાવે તે 'જ્ઞાની પુરુષ'.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન ગુરુથી મળે, પણ જે ગુરુએ પોતે આત્મસાક્ષાત્કાર કર્યો હોય તેના હસ્તક જ જ્ઞાન મળે ને ?

**દાદાશ્રી :** એ 'જ્ઞાની પુરુષ' હોવા જોઈએ અને પાછું એકલો આત્મ સાક્ષાત્કાર કરાવ્યે કશું વળે એવું નથી. 'જ્ઞાની પુરુષ' તો 'આ જગત કેવી રીતે ચાલે છે ? પોતે કોણ છે ? આ કોણ છે ?' એવા બધા ફોડ આપે ત્યારે કામ પૂરું થાય એવું છે. બાકી, પુસ્તકોની પાછળ પડ પડ કરીએ, પણ પુસ્તકો તો 'હેલ્પર' છે. એ મુખ્ય વસ્તુ નથી. એ સાધારણ કારણો છે, એ અસાધારણ કારણો નથી. અસાધારણ કારણ કયું છે ? 'જ્ઞાની પુરુષ'!

## અર્પણ વિધિ કોણ કરાવી શકે ?

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન લેતાં પહેલા જે અર્પણ વિધિ કરાવીએ છીએને, એમાં ગુરુને પહેલા અર્પણ વિધિ કરી દીધી હોય, પછી ફરીથી અર્પણ વિધિ કરીએ, એ બરાબર ના કહેવાય ને ?

**દાદાશ્રી :** અર્પણ વિધિ તો ગુરુ કરાવે નહીં. આ તો શું શું અર્પણ કરવાનું ? આત્મા સિવાય બધુંય. એટલે બધું અર્પણ કોઇ કરે જ નહીં ને ! અર્પણ થાયેય નહીં અને કોઇ ગુરુ એ કહે નહીં. એ તો તમને માર્ગ દેખાડે. એ 'ગાઈડ' તરીકે કામ કરે. અને અમે તો ગુરુ નહીં, અમે તો જ્ઞાની પુરુષ અને આ તો ભગવાનના દર્શન કરવાના છે. મને અર્પણ નહીં કરવાનું, આ તો ભગવાનને અર્પણ કરવાનું છે.

## આત્માનુભૂતિ કેવી રીતે થાય ?

**પ્રશ્નકર્તા :** 'હું આત્મા છું' એનું જ્ઞાન કેવી રીતે થાય ? કઈ રીતે પોતે અનુભૂતિ કરી શકે ?

**દાદાશ્રી :** એ અનુભૂતિ કરાવવા માટે તો 'અમે' (જ્ઞાની) બેઠાં છીએ. અહીં આગળ અમે 'જ્ઞાન' આપીએ છીએ ત્યારે 'આત્મા' અને 'અનાત્મા' બન્નેને જુદાં પાડી આપીએ છીએ અને પછી ઘેર મોકલીએ છીએ.

જ્ઞાનની પ્રાપ્તિ પોતાથી થાય તેમ નથી. પોતાનાથી થઈ શકતું હોય તો આ સાધુ, સંન્યાસી બધાં જ કરીને બેઠાં હોત. પણ ત્યાં તો 'જ્ઞાની પુરુષ'નું જ કામ. 'જ્ઞાની પુરુષ' એનાં નિમિત્ત છે.

જેમ આ દવાઓ માટે ડૉક્ટરની જરૂર પડે કે ના પડે? કે પછી તમે જાતે ઘેર દવાઓ બનાવી લો છો ? ત્યાં આગળ કેવાં જાગૃત રહો છો કે કંઈક ભૂલ થશે તો મરી જવાશે ! અને આ આત્મા સંબંધી જાતે 'મિક્ષ્ચર' બનાવી લે છે! શાસ્ત્રો પોતાના ડહાપણે, ગુરુગમ વિના વાંચ્યા ને 'મિક્ષ્ચર' બનાવી પી ગયાં. એને ભગવાને સ્વચ્છંદ કહ્યું. આ સ્વચ્છંદથી

તો અનંત અવતારનું મરણ થયું! પેલું તો એક જ અવતારનું મરણ હતું !!!

## અક્રમ જ્ઞાનથી મોક્ષ રોકડો

'જ્ઞાની પુરુષ' અત્યારે પ્રત્યક્ષ છે તો માર્ગ પણ મળે; નહીં તો આ લોકોય ઘણા વિચારો કરે છે, પણ માર્ગ જડે નહીં ને અવળે રસ્તે જાય. 'જ્ઞાની પુરુષ' તો કો'ક ફેરો એકાદ હોય અને એની પાસે જ્ઞાન મળે ને આત્માનુભવ થાય. મોક્ષ તો અહીં રોકડો થવો જોઈએ. અહીં જ સદેહે મોક્ષ વર્તાવો જોઈએ. તે આ અક્રમ જ્ઞાનથી રોકડો મોક્ષ મળી જાય ને અનુભવ પણ થાય એવું છે !

## જ્ઞાની જ કરાવે, આત્મા-અનાત્માનો ભેદ

આ વીંટીમાં સોનું અને તાંબું બે મહીં ભેગાં થયેલા હોય, એને આપણે ગામમાં ઘેર લઈ જઈએ કે 'ભઈ, આને છૂટું કરી આપોને !' તો બધા લોક કરી આપે ? કોઈ કરી આપે ?

**પ્રશ્નકર્તા :** સોની જ કરી આપે.

**દાદાશ્રી :** જેનો આ ધંધો છે, જે આમાં એક્સ્પર્ટ છે, તે સોનું અને તાંબું બન્ને જુદું કરી આપે, સો એ સો ટચનું સોનું જુદું કરી આપે. કારણ કે એ બેઉના ગુણધર્મ જાણે છે કે સોનાના આવાં ગુણધર્મ છે ને તાંબાના આવાં ગુણધર્મ છે. એવી જ રીતે જ્ઞાની પુરુષ આત્માના ગુણધર્મ જાણે છે ને અનાત્માનાયે ગુણધર્મ જાણે છે.

આ વીંટીમાં સોનું અને તાંબું મિક્ષ્ચર થઈ ગયું હોય છે, એટલે એને છૂટું પાડી શકાય. સોનું અને તાંબું એ બે કમ્પાઉન્ડ સ્વરૂપે થયું હોય, તો તે છૂટું પડી શકે નહીં. કારણ કે નહીં તો ગુણધર્મ જુદી જ જાતના થઈ જાય. એવી રીતે આની અંદર ચેતન અને અચેતન બધું મિક્ષ્ચર છે, એ કમ્પાઉન્ડ સ્વરૂપ થયેલું નથી. એટલે ફરી સ્વભાવને કાઢી શકાય. કમ્પાઉન્ડ થયું હોય તો જડત જ નહીં. ચેતનનાયે ગુણધર્મ જડત

નહીં ને અચેતનનાંયે ગુણધર્મ જડત નહીં ને તીસરો જ ગુણધર્મ ઊભો થઈ જાત. પણ એવું નથી. એ તો મિક્ષ્ચર થયેલું છે ખાલી.

## જ્ઞાની પુરુષ, વર્લ્ડના ગ્રેટેસ્ટ સાયન્ટિસ્ટ

એ તો 'જ્ઞાની પુરુષ' કે જે 'વર્લ્ડ'ના 'ગ્રેટેસ્ટ સાયન્ટિસ્ટ' હોય તે જ જાણે, ને તે જ છૂટું પાડી શકે. આત્મા-અનાત્માનું વિભાજન કરી આપે એટલું જ નહીં, પણ તમારાં પાપોને બાળીને ભસ્મીભૂત કરી આપે, દિવ્યચક્ષુ આપે અને 'આ જગત શું છે ? કેવી રીતે ચાલે છે ? કોણ ચલાવે છે ?' વગેરે બધા જ ફોડ પાડી આપે, ત્યારે આપણું પૂર્ણ કામ થાય.

કરોડો અવતારની પુણ્યૈ જાગે ત્યારે 'જ્ઞાની'નાં દર્શન થાય, નહીં તો દર્શન ક્યાંથી હોય ? જ્ઞાનની પ્રાપ્તિ કરવા માટે 'જ્ઞાની' ને ઓળખ, બીજો કોઈ રસ્તો નથી. શોધનારાને મળી આવે જ.

# ૬. 'જ્ઞાની પુરુષ' કોણ ?

## સંત અને જ્ઞાનીની વ્યાખ્યા

**પ્રશ્નકર્તા :** આ સંતો બધા જે થઈ ગયા એ અને જ્ઞાનીમાં અંતર કેટલું ?

**દાદાશ્રી :** જે નબળું છોડાવડાવે ને સારું પકડાવે; ખોટું કરવાનું છોડાવડાવે અને સારું કરવાનું પકડાવે, એનું નામ સંત કહેવાય. પાપકર્મથી બચાવે એ સંત, પણ પાપ-પુણ્ય બન્નેથી બચાવે, એનું નામ જ્ઞાની પુરુષ કહેવાય. સંત પુરુષ સાચે રસ્તે ચઢાવે અને જ્ઞાની પુરુષ મુક્તિ અપાવે. જ્ઞાની પુરુષ તો છેલ્લું સ્ટેશન કહેવાય, ત્યાં તો આપણું કામ જ કાઢી નાખે. સાચા જ્ઞાની કોણ ? કે જેને અહંકાર ને મમતા બેઉ ના હોય.

આત્માનો અનુભવ જેને સંપૂર્ણ થયો છે એ 'જ્ઞાની પુરુષ' કહેવાય. એ આખા બ્રહ્માંડનું વર્ણન આપી શકે. બધા જ જવાબો આપી શકે. જ્ઞાની પુરુષ એટલે વર્લ્ડની અજાયબી કહેવાય. જ્ઞાની પુરુષ એટલે પ્રગટ દીવો કહેવાય.

## જ્ઞાની પુરુષની ઓળખાણ

**પ્રશ્નકર્તા :** જ્ઞાની પુરુષને ઓળખવા કેવી રીતે ?

**દાદાશ્રી :** જ્ઞાની પુરુષ તો એમને એમ જ ઓળખાય એવાં હોય. એમની સુગંધી જ ઓળખાય એવી હોય. એમનું વાતાવરણ ઓર જાતનું હોય ! એમની વાણી ઓર જાતની હોય ! એમના શબ્દો ઉપરથી ખબર પડી જાય. અરે ! એમની આંખ જોઈને જ ખબર પડી જાય. બાકી, જ્ઞાની પાસે તો બહુ ખાતરી હોય, જબરજસ્ત ખાતરી ! અને એમનો શબ્દેશબ્દ શાસ્ત્રરૂપે હોય, જો સમજણ પડે તો. એમના વાણી-વર્તન ને વિનય મનોહર હોય, મનનું હરણ કરે એવું હોય. એટલે બધા બહુ લક્ષણો હોય.

જ્ઞાની પુરુષ અબુધ હોય. જે આત્માના જ્ઞાની હોય ને, તે તો પરમ સુખી હોય અને દુઃખ કિંચિત્‌માત્ર હોય નહીં. એટલે ત્યાં આગળ આપણું કલ્યાણ થાય. જ્યાં પોતે પોતાનું કલ્યાણ કરીને બેઠા હોય, તે આપણું કલ્યાણ કરે. પોતે તર્યા, તે આપણને તારે. ત્યાં લાખો માણસ તરી પાર નીકળી જાય.

શ્રીમદ્ રાજચંદ્રે શું કહ્યું કે 'જ્ઞાની પુરુષ' કોણ ? જેને કિંચિત્‌માત્ર કોઈ પણ પ્રકારની સ્પૃહા નથી, દુનિયામાં કોઈ પ્રકારની ભીખ જેને નથી, ઉપદેશ આપવાનીયે જેને ભીખ નથી કે શિષ્યોનીયે ભીખ નથી, કોઈને સુધારવાનીયે ભીખ નથી, કોઈ પણ જાતનો ગર્વ નથી, ગારવતા નથી, પોતાપણું નથી એ.

## ૭. જ્ઞાની પુરુષ - એ.એમ.પટેલ (દાદાશ્રી)

દાદા ભગવાન, જે ચૌદ લોકનો નાથ છે. એ તમારામાંય છે, પણ તમારામાં પ્રગટ નથી થયેલાં. તમારામાં અવ્યક્ત રીતે રહેલા છે અને અહીં વ્યક્ત થયેલા છે. તે વ્યક્ત થયેલા, એ ફળ આપે એવા છે. એક ફેરો આપણે બોલીએને તોય કામ નીકળી જાય એવું છે. પણ ઓળખીને બોલીએ તો કલ્યાણ થઈ જાય અને સાંસારિક ચીજોની જો અડચણ હોયને તો તેય દૂર થઈ જાય.

આ દેખાય છે એ 'દાદા ભગવાન' ન્હોય. તમે આ દેખાય છે, એને 'દાદા ભગવાન' જાણતાં હશો, નહીં ? પણ આ દેખાય છે, એ તો ભાદરણના પટેલ છે, હું 'જ્ઞાની પુરુષ' છું. અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે. હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું. અમારે દાદા ભગવાન જોડે જુદાપણાનો વ્યવહાર જ છે. ત્યારે લોકો એમ જાણે કે એ પોતે જ દાદા ભગવાન છે. ના, પોતે દાદા ભગવાન કેવી રીતે થાય ? આ તો પટેલ છે ભાદરણના.

(આ જ્ઞાન લીધા પછી) આ દાદાની આજ્ઞા પાળવી એટલે એ 'એ. એમ. પટેલ'ની આજ્ઞા નથી. ખુદ 'દાદા ભગવાન'ની, જે ચૌદ લોકનો નાથ છે, એમની આજ્ઞા છે એની ગેરેન્ટી આપું છું. આ તો મારી મારફત બધી વાત નીકળી છે આ. એટલે તમારે એ આજ્ઞા પાળવાની. મારી આજ્ઞા નથી, એ દાદા ભગવાનની આજ્ઞા છે. હુંયે એ ભગવાનની આજ્ઞામાં રહું છું ને !

## ૮. ક્રમિક માર્ગ - અક્રમ માર્ગ

મોક્ષે જવાના બે માર્ગ : એક 'ક્રમિક' માર્ગ ને બીજો 'અક્રમ માર્ગ'. ક્રમિક એટલે પગથિયે પગથિયે ચઢવાનું. જેમ જેમ પરિગ્રહ ઓછાં કરતાં કરતાં જાવ ત્યારે તેમ તેમ મોક્ષે પહોંચાડે, તેય ઘણાં કાળે અને આ અક્રમ વિજ્ઞાન એટલે શું ? પગથિયાં નહીં ચઢવાનાં, લિફટમાં બેસી જવાનું ને બારમે માળે ચઢી જવાનું, એવો આ લિફટમાર્ગ નીકળ્યો છે. સીધું જ લિફટમાં બેસીને, બૈરી-છોકરાં સાથે છોકરાં-છોકરીઓ પરણાવીને બધું જ કરીને પાછું મોક્ષે જવાનું. આ બધું જ કરતાં તમારો મોક્ષ ના જાય. આવો અક્રમ માર્ગ તે અપવાદ માર્ગ પણ કહેવાય છે. તે દર દસ લાખ વરસે પ્રગટ થાય છે. તે આ લિફટમાર્ગમાં જે બેસી ગયા, તેનું કલ્યાણ થઈ ગયું. હું તો નિમિત્ત છું. આ લિફટમાં જે બેઠાં એનો ઉકેલ આવી જાય ને ! ઉકેલ તો લાવવો જ પડશેને ? આપણે મોક્ષે જવાના જ છીએ, તે લિફટમાં બેઠાની ખાતરી પાછી થવી જોઈએ કે

ના થવી જોઈએ ? એની ખાતરી એટલે ક્રોધ-માન-માયા-લોભ થાય નહીં, આર્તધ્યાન-રૌદ્રધ્યાન ના થાય. એટલે પૂર્ણ કામ થઈ ગયું ને ?

## અક્રમ સરળતાથી કરાવે આત્માનુભૂતિ

ક્રમિક માર્ગમાં તો કેટલો બધો પ્રયત્ન કરે ત્યારે આત્માનો ખ્યાલ આવે, તેય ઝાંખો ઝાંખો અને લક્ષ તો બેસે જ નહીં. એમને લક્ષમાં રાખવું પડે કે આત્મા આવો છે અને અક્રમ માર્ગમાં તો સીધો આત્માનુભવ જ થાય છે. માથું દુઃખે, ભૂખ લાગે, પેરાલિસીસ થાય, બહાર ગમે તેટલી મુશ્કેલીઓ આવે, પણ મહીં શાતા જતી નથી એને આત્માનુભવ કહ્યો. આત્માનુભવ તો દુઃખનેય સુખ કરી આપે અને મિથ્યાત્વીને તો સુખમાંય દુઃખ લાગે.

આ અક્રમ વિજ્ઞાન છે એટલે આટલું જલદી સમકિત થાય છે, આ તો બહુ ઊંચી જાતનું વિજ્ઞાન છે. આત્મા ને અનાત્મા વચ્ચે એટલે તમારી ને પારકી ચીજ એમ બે વહેંચણી કરી આપીએ. આ તમારો ભાગ અને આ ભાગ તમારો નહીં, બે વચ્ચે વિધિન વન અવર (માત્ર એક કલાકમાં જ) લાઈન ઑફ ડિમાર્કેશન (ભેદરેખા) નાખી આપું. તમે જાતે માથાકૂટ કરવા જાવ તો લાખ અવતારેય ઠેકાણું નહીં પડે.

## 'મને' મળ્યો તે અધિકારી

**પ્રશ્નકર્તા :** આ માર્ગ આવો સહેલો છે, તો પછી કોઈ અધિકાર જેવું જોવાનું જ નહીં ? ગમે તેને માટે એ શક્ય ?

**દાદાશ્રી :** લોકો મને પૂછે કે, 'હું અધિકારી ખરો ?' ત્યારે મેં કહ્યું, 'મને મળ્યો માટે તું અધિકારી.' આ મળવું એ સાયંટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે આની પાછળ. એટલે અમને જે કોઈ માણસ ભેગો થાય, એને અધિકારી માનવામાં આવે છે. એ ભેગો શા આધારે થાય છે ? એ અધિકારી છે તેના આધારે મને ભેગો થાય છે. મને ભેગો થાય છતાં એને પ્રાપ્તિ ના થાય, તો પછી એને અંતરાયકર્મ નડે છે.

## ક્રમમાં કરવાનું ને અક્રમમાં...

એક ભાઈએ એક ફેર પ્રશ્ન પૂછ્યો કે ક્રમ ને અક્રમમાં ફેર શો ? ત્યારે મેં કહ્યું કે, ક્રમ એટલે બધાં કહે કે આ અવળું છોડો ને સવળું કરો. બધાં એ જ કે' કે' કર્યા કરે, એનું નામ ક્રમિક માર્ગ. ક્રમ એટલે બધાં છોડવાનું કહે, આ કપટ-લોભ છોડો ને સારું કરો. એ જ તમે જોયું ને અત્યાર સુધી ? અને આ અક્રમ એટલે કરવાનું નહીં. કરોમિ-કરોસિ-કરોતિ નહીં !

અક્રમ વિજ્ઞાન તો બહુ મોટી અજાયબી કહેવાય. આ જ્ઞાન લીધા પછી માણસ બીજે દહાડે ફેરફાર થઈ જાય. આ સાંભળતા જ લોકો માની જાય ને અહીં ખેંચાઈ આવે.

અક્રમમાં મૂળેય અંદરથી જ શરૂઆત થાય છે. ક્રમિક માર્ગમાં શુદ્ધતા પણ અંદરથી થઈ શકે નહીં, એનું કારણ કેપેસિટી નથી, એવી મશીનરી નથી એટલે બહારની રીત લીધી છે. પણ તે બહારની રીત અંદર ક્યારે પહોંચે ? મન-વચન-કાયાની એકતા હોય ત્યારે અંદર પહોંચે અને પછી અંદર શરૂઆત થાય. મૂળમાં તો (અત્યારે) મન-વચન-કાયાની એકતા રહી નથી.

## એકાત્મયોગ તૂટતાં અપવાદે પ્રગટ્યો અક્રમ

જગતે સ્ટેપ બાય સ્ટેપ, ક્રમે ક્રમે કરીને આગળ વધવાનો મોક્ષમાર્ગ ખોળી કાઢેલો છે. પણ તે ક્યાં સુધી સાચો કે મનમાં હોય, એવું વાણીમાં બોલે અને એવું વર્તનમાં હોય ત્યાં સુધી એ મોક્ષમાર્ગ ચાલ્યા કરે. નહીં તો એ માર્ગ બંધ થઈ જાય. તે આ કાળમાં મન-વચન-કાયાની એકતા તૂટી ગઈ છે એટલે ક્રમિક માર્ગ ફ્રેક્ચર થઈ ગયો છે. તેથી કહું છું ને આ ક્રમિક માર્ગનું બેઝમેન્ટ સડી ગયું છે, એટલે આ અક્રમ નીકળ્યો છે. અહીં બધું એલાઉ થાય છે, તું જેવો હોય એવો. અહીં તું મને ભેગો થયોને, માટે બેસ ! એટલે આપણે તો બીજી બહારની ભાંજગડો જ નહીં કરવાની.

## જ્ઞાનીકૃપાથી પ્રાપ્તિ

**પ્રશ્નકર્તા :** આપે જે અક્રમ માર્ગ કહ્યો તે આપના જેવા 'જ્ઞાની' માટે બરાબર છે, સહેલો છે. પણ અમારા જેવા સામાન્ય, સંસારમાં રહેતા કામ કરતા લોકોને માટે એ અઘરો છે. તો એને માટે શો ઉપાય ?

**દાદાશ્રી :** 'જ્ઞાની પુરુષ'ને ત્યાં ભગવાન પ્રગટ થઇ ગયેલા હોય, ચૌદ લોકના નાથ પ્રગટ થયેલા હોય; એવા 'જ્ઞાની પુરુષ' ભેગા થાય તો શું બાકી રહે ? તમારી શક્તિથી કરવાનું નથી, એમની કૃપાથી થવાનું છે. કૃપાથી બધો જ ફેરફાર થાય. માટે અહીં તો તમે માંગો તે બધોય હિસાબ પૂરો થાય. તમારે કશું કરવાનું નહીં. તમારે તો 'જ્ઞાની પુરુષ'ની આજ્ઞામાં જ રહેવાનું. આ તો 'અક્રમ વિજ્ઞાન' છે. એટલે રૂબરૂ આ ભગવાન પાસે કામ કાઢી લેવાનું, અને તે આપણને ક્ષણે ક્ષણે (હાજર) રહે, કલાક-બે કલાક જ નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે એમને બધું સોંપી દીધું હોય એટલે એ જ બધું કરે ?

**દાદાશ્રી :** એ જ બધું કરે, તમારે કશું કરવાનું નહીં. કરવાથી તો કર્મ બંધાય. તમારે તો ખાલી લિફટમાં બેસવાનું. લિફટમાં (બેસી) પાંચ આજ્ઞાઓ પાળવાની. લિફટમાં બેઠા પછી મહીં કૂદાકૂદ કરશો નહીં, હાથ બહાર કાઢશો નહીં, એટલું જ તમારે કરવાનું. કો'ક વખત આવો માર્ગ નીકળે છે, તે પુણ્યશાળીઓને માટે જ છે. 'વર્લ્ડ'નું આ અગિયારમું આશ્ચર્ય કહેવાય! જેને ટિકિટ મળી ગઇ તેનું કામ થઇ ગયું.

## 'અક્રમ માર્ગ' ચાલુ જ છે

આમાં મારો હેતુ આટલો જ છે કે હું જે સુખને પામ્યો એ સુખને તમેય પામો. એટલે આવું 'વિજ્ઞાન' જે પ્રગટ થયું છે એ એમને એમ દબાઈ જવાનું નથી. અમે અમારી પાછળ જ્ઞાનીઓની વંશાવળી મૂકી જઈશું, અમારા વારસદાર મૂકતા જઈશું અને ત્યાર પછી જ્ઞાનીઓની લીંક ચાલુ રહેશે. માટે સજીવન મૂર્તિ ખોળજો. એના વગર ઉકેલ આવે તેમ નથી.

હું તો કેટલાંક જણને મારે હાથે સિદ્ધિ કરી આપવાનો છું. પછી પાછળ જોઈએ કે ના જોઈએ ? પાછળ લોકોને માર્ગ તો જોઈશે ને ?

## ૯. જ્ઞાનવિધિ શું છે ?

**પ્રશ્નકર્તા :** આપની જ્ઞાનવિધિ એ શું છે ?

**દાદાશ્રી :** જ્ઞાનવિધિ તો પુદ્ગલ અને આત્માનું સેપરેશન કરે છે (છૂટું પાડે છે) ! શુદ્ધ ચેતન અને પુદ્ગલ, બેનું સેપરેશન.

**પ્રશ્નકર્તા :** એ સિદ્ધાંત તો બરાબર છે પણ એની રીત શું છે એ જાણવું છે ?

**દાદાશ્રી :** આપવાનું એવું કશું હોતું નથી, અહીં બેસીને આ જેમ છે એમ બોલવાની જરૂર છે ('પોતે કોણ છે' એનું ભાન કરાવવાનો બે કલાકનો જ્ઞાનપ્રયોગ હોય છે. તેમાં અડતાલીસ મિનિટ આત્મા-અનાત્માનાં ભેદ પાડનારાં ભેદવિજ્ઞાનનાં વાક્યો બોલાવવામાં આવે છે. હવે તે બધાએ સામૂહિકમાં બોલવાના હોય છે. ત્યાર બાદ એક કલાક 'પાંચ આજ્ઞાઓ' દાખલા સાથે વિગતવાર સમજાવવામાં આવે છે, કે હવે પછીનું જીવન કેવી રીતે પસાર કરવું જેથી નવાં કર્મો બંધાય નહીં, જૂના કર્મો સંપૂર્ણ પૂરાં થાય ને સાથે સાથે 'હું શુદ્ધાત્મા છું'નું લક્ષ કાયમ રહ્યાં કરે.)

## ૧૦. જ્ઞાનવિધિમાં શું થાય છે ?

અમે જ્ઞાન આપીએ, એનાથી કર્મ ભસ્મીભૂત થઈ જાય છે અને તે ઘડીએ ઘણાં આવરણો તૂટી જાય છે. ત્યારે ભગવાનની કૃપા થતાંની સાથે જ એ પોતે જાગૃત થઈ જાય છે. જાગ્યા પછી એ જાગૃતિ જતી નથી. પછી નિરંતર જાગૃત રહેવાય. એટલે નિરંતર પ્રતીતિ રહેવાની જ. આત્માનો અનુભવ થઈ ગયો એટલે દેહાધ્યાસ છૂટી ગયો. દેહાધ્યાસ છૂટી ગયો એટલે કર્મ બંધાતાં અટકી ગયાં. પહેલી અજ્ઞાનથી મુક્તિ થઈ જાય છે. પછી એક-બે અવતારમાં છેલ્લી મુક્તિ મળી જાય.

## જ્ઞાનાગ્નિથી થાય કર્મો ભસ્મીભૂત

આ 'જ્ઞાન' આપીએ છીએ તે દહાડે શું થાય છે ? જ્ઞાનાગ્નિથી એનાં જે કર્મો છે તે ભસ્મીભૂત થઈ જાય છે. બે પ્રકારનાં કર્મો ભસ્મીભૂત થઈ જાય છે અને એક પ્રકારનાં કર્મો રહે છે. જે કર્મો વરાળરૂપે છે એનો નાશ થઈ જાય છે. અને જે કર્મો પાણીરૂપે છે, એનો પણ નાશ થઈ જાય છે અને જે કર્મો બરફરૂપે છે, તેનો નાશ નથી થતો. કારણ કે જામી ગયેલાં છે, કર્મ ફળ આપવાને માટે તૈયાર થઈ ગયું છે, એ છોડે નહીં પછી. પણ પાણીરૂપે અને વરાળરૂપે કર્મો હોય, એને જ્ઞાનાગ્નિ ઉડાડી મૂકે. એટલે જ્ઞાન મળતાં જ એકદમ હલકાં થઈ જાય છે લોકો, એમને જાગૃતિ એકદમ વધી જાય છે. કારણ કે કર્મો ભસ્મીભૂત થાય નહીં ત્યાં સુધી જાગૃતિ વધે જ નહીં માણસને ! આ બરફરૂપેનાં કર્મો તો આપણે ભોગવવાનાં જ રહ્યાં. અને તેય પાછાં સરળ રીતે કેમ ભોગવાય, એનાં બધા રસ્તા અમે બતાડ્યા છે કે 'ભઈ, આ *દાદા ભગવાનના અસીમ જય જયકાર હો* બોલજે, ત્રિમંત્ર બોલજે, નવ કલમો બોલજે.'

સંસારી દુઃખનો અભાવ એ પહેલો મુક્તિનો અનુભવ કહેવાય. એ અમે 'જ્ઞાન' આપીએ એટલે તમને બીજે જ દહાડે થઇ જાય. પછી આ શરીરનો બોજો, કર્મોનો બોજો એ બધા તૂટી જાય એ બીજો અનુભવ. પછી આનંદ જ એટલો બધો હોય છે કે જેનું વર્ણન જ ના થઇ શકે !!!

**પ્રશ્નકર્તા :** આપની પાસે જ્ઞાન મળ્યું તે જ આત્મજ્ઞાન ને ?

**દાદાશ્રી :** મળ્યું તે આત્મજ્ઞાન નથી, મહીં પ્રગટ થયું તે આત્મજ્ઞાન છે. અમે બોલાવીએ ને તમે બોલો તો તેની સાથે પાપો ભસ્મીભૂત થાય ને મહીં જ્ઞાન પ્રગટ થાય. તે તમને મહીં પ્રગટ થઇ ગયુંને ?

**મહાત્મા :** હા, થઇ ગયું છે.

**દાદાશ્રી :** આત્મા પ્રાપ્ત કરવો એ તે કંઈ સહેલું છે ? એની પાછળ (જ્ઞાનવિધિ વખતે) જ્ઞાનાગ્નિથી પાપો ભસ્મીભૂત થાય છે. બીજું શું થાય

છે ? આત્મા ને દેહ જુદાં પડી જાય છે. ત્રીજું શું થાય છે કે ભગવાનની કૃપા ઊતરે છે. એટલે નિરંતર જાગૃતિ ઊભી થઈ જાય છે, એને પ્રજ્ઞા શરૂ થઈ જાય છે.

## બીજમાંથી પૂનમ

જ્ઞાન આપીએ છીએ ત્યારે અનાદિ કાળથી, એટલે લાખો અવતાર થઈ ગયા, તો અમાસ હતી. અમાસ તમે સમજ્યા ? 'નો મૂન' ! અનાદિકાળથી 'ડાર્કનેસ'માં (અંધારામાં) જ જીવે છે બધા. અજવાળું જોયું જ નથી. મૂન (ચંદ્ર) જોયો જ નથી ! તે અમે આ જ્ઞાન આપીએ છીએ એટલે મૂન પ્રગટ થાય છે. તે પહેલું બીજના જેવું અજવાળું આવે. અને આખુંય જ્ઞાન આપીએ ત્યારે મહીં પ્રગટ થાય. કેટલું ? બીજના ચંદ્રમા જેટલું જ. પછી આ અવતારમાં પૂનમ થાય ત્યાં સુધી આપણે કરી લેવું. પછી બીજની ત્રીજી થાય, ચોથ થાય, ચોથની પાંચમ થાય.... ને પૂનમ થઈ જાય એટલે કમ્પ્લીટ થઈ ગયો ! એટલે કેવળજ્ઞાન થઈ ગયું. કર્મ બંધાય નહીં, કર્મ બંધાતા અટકી જાય. ક્રોધ-માન-માયા-લોભ હોય નહીં. પહેલા ચંદુભાઈ ખરેખર હતો ને તે જ ભ્રાંતિ હતી. તે ખરેખર 'હું ચંદુભાઈ છું' એ ગયું. એ ભ્રાંતિ ગઈ. હવે તને આજ્ઞા આપી છે એ આજ્ઞામાં રહેજે.

અહીં જ્ઞાનવિધિમાં આવશો તો હું બધા પાપ ધોઈ નાખીશ. પછી (તમને) પોતાના દોષ દેખાશે. અને પોતાના દોષ દેખાયા ત્યારથી જાણવું કે હવે મોક્ષે જવાની તૈયારી થઈ.

# ૧૧. આત્મજ્ઞાન પ્રાપ્તિ પછી પાળવાની આજ્ઞાનું મહત્વ

## આજ્ઞા, જ્ઞાનના પ્રોટેક્શન માટે

અમે જ્ઞાન આપીએ પછી તમને આત્મ અનુભવ થઈ જાય તો શું કામ બાકી રહે ? જ્ઞાની પુરુષની આજ્ઞા પાળવાની. આજ્ઞા એ જ ધર્મ ને આજ્ઞા એ જ તપ. અને અમારી આજ્ઞા એ સંસારમાં સહેજ પણ બાધક ના હોય. સંસારમાં રહેવા છતાં પણ સંસાર સ્પર્શે નહીં, એવું આ અક્રમ વિજ્ઞાન છે.

આ કાળ કેવો છે કે બધે કુસંગ છે. રસોડાથી માંડીને ઓફિસમાં, ઘરમાં, રસ્તામાં, બહાર, ગાડીમાં, ટ્રેનમાં, એવી રીતે બધે જ કુસંગ જ છે. કુસંગ છે એટલે આ જ્ઞાન મેં તમને બે કલાકમાં આપેલું એ આ કુસંગ ખઈ જાય. કુસંગ ના ખઈ જાય ? તો એને માટે પાંચ આજ્ઞાઓની પ્રોટેક્શન વાડ આપી કે આ પ્રોટેક્શન કર્યા કરશો તો મહીં દશામાં મીનમેખ ફેરફાર નહીં થાય. એ જ્ઞાન એને આપેલી સ્થિતિમાં જ રહેશે. વાડ તૂટી તો એ જ્ઞાનને ખલાસ કરી નાખે, ધૂળધાણી કરી નાખે.

આ જ્ઞાન તો મેં તમને આપ્યું અને ભેદજ્ઞાન જુદુંય પાડ્યું. પણ હવે એ જુદું થયેલું રહે, એટલે હું પાંચ વાક્ય (આજ્ઞા રૂપે) તમને પ્રોટેક્શન માટે આપું છું કે જેથી કરીને આ જે કળિયુગ છે ને, તે કળિયુગના લૂંટી ના લે બધા. બોધબીજ ઊગે તો પાણી ને બધું છાંટવું પડે ને ? વાડોળિયું મૂકવું પડે કે ના મૂકવું પડે ?

## 'જ્ઞાન' પછી કઈ સાધના ?

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન પછી હવે કઈ જાતની સાધના કરવી ?

**દાદાશ્રી :** સાધના તો, આ પાંચ આજ્ઞા પાળે છે ને, એ જ ! હવે બીજી કોઈ સાધના ના હોય. બીજી સાધના બંધનકારક છે. આ પાંચ આજ્ઞા છોડાવનારી છે.

**પ્રશ્નકર્તા :** આ જે પાંચ આજ્ઞા છે, એનાથી પર એવું કંઈ ખરું ?

**દાદાશ્રી :** પાંચ આજ્ઞાની એક વાડ છે તમને, તે આ તમારો માલ મહીં ચોરી ના ખાય કોઈ, એ વાડ તમે રાખી મેલો તો મહીં એક્ઝેક્ટ અમે આપ્યું એનું એ જ રહેશે અને વાડ ઢીલી થઈ, તે કોઈ પેસી જઈને બગાડશે. તે પાછું મારે રીપેર કરવા આવવું પડે. એટલે આ પાંચ આજ્ઞામાં રહે ત્યાં સુધી નિરંતર સમાધિની અમે ગેરન્ટી આપીએ છીએ.

## આજ્ઞાથી પ્રગતિ ઝડપી

**પ્રશ્નકર્તા :** આપણે જ્ઞાન પામ્યા પછી જે આપણી પ્રગતિ થાય,

તે પ્રગતિની સ્પીડ શેના ઉપર આધાર રાખે છે ? શું કરે તો વહેલી ઝડપી પ્રગતિ થાય ?

**દાદાશ્રી :** પાંચ આજ્ઞાઓ પાળે તો બધું ઝડપી ને પાંચ આજ્ઞા જ એનું એ કારણ છે. પાંચ આજ્ઞા પાળે એટલે આવરણ તૂટતું જાય, શક્તિઓ પ્રગટ થતી જાય. તે અવ્યક્ત શક્તિ છે, એ વ્યક્ત થતી જાય. પાંચ આજ્ઞા પાળવાથી ઐશ્વર્ય વ્યક્ત થાય. બધી જાત જાતની શક્તિઓ પ્રગટ થાય. આજ્ઞા પાળવા ઉપર આધાર છે.

અમારી આજ્ઞાને સિન્સીયર રહેવું એ તો મોટામાં મોટો મુખ્ય ગુણ કહેવાય. અમારી આજ્ઞાથી જે અબુધ થયા તે અમારા જેવો જ થઈ જાયને ! પણ આજ્ઞા જ્યાં સુધી સેવે છે ત્યાં સુધી આજ્ઞામાં ફેરફાર પછી ના થવો જોઈએ. તો વાંધો ના આવે.

## દૃઢ નિશ્ચય જ પળાવે આજ્ઞા

દાદાની આજ્ઞા પાળવી છે એ જ મોટામાં મોટી વસ્તુ છે. આજ્ઞા પાળવાનું નક્કી કરવું જોઈએ. તમારે આજ્ઞા પળાય છે કે નહીં તે જોવાનું નથી. આજ્ઞા જેટલી પળાય એટલી સાચી, પણ આપણે નક્કી કરવું કે આજ્ઞા પાળવી છે.

**પ્રશ્નકર્તા :** આજ્ઞા ઓછીવત્તી પળાય એનો વાંધો નથી ને ?

**દાદાશ્રી :** વાંધો નહીં એવું નહીં. આપણે નક્કી કરવું કે આજ્ઞા પાળવી જ છે ! સવારથી જ નક્કી કરવું કે 'પાંચ આજ્ઞામાં જ રહેવું છે, પાળવી છે.' નક્કી થયું ત્યારથી અમારી આજ્ઞામાં આવી ગયો, મારે એટલું જ જોઈએ છે.

આજ્ઞા પાળવાની ભૂલી જાય તો પ્રતિક્રમણ કરવું કે 'હે દાદા, આ બે કલાક ભૂલી ગયો, આપની આજ્ઞા ભૂલી ગયો. પણ મારે તો આજ્ઞા પાળવી છે. મને માફ કરો.' તો પાછલું બધુંય પાસ. સોએ સો માર્ક પુરા. એટલે જોખમદારી ના રહી. આજ્ઞામાં આવી જાય તો આખું વર્લ્ડ અડે નહીં. અમારી આજ્ઞા પાળો એટલે તમે કશું અડે નહીં.

## 'આજ્ઞા' પાળવાથી સાચો પુરુષાર્થ શરૂ

મેં તમને જ્ઞાન આપ્યું, તે પ્રકૃતિથી તમે છૂટા પડ્યા. 'હું શુદ્ધાત્મા' એટલે પુરુષ છે અને ત્યાર પછી પુરુષાર્થ છે ખરો, રિયલ પુરુષાર્થ આ.

**પ્રશ્નકર્તા :** રિયલ પુરુષાર્થ અને રિલેટિવ પુરુષાર્થ, એ બેમાં ફરક બતાવોને !

**દાદાશ્રી :** રિયલ પુરુષાર્થમાં કરવાની વસ્તુ નથી હોતી. બેમાં ફરક એ છે કે રિયલ પુરુષાર્થ એટલે 'જોવાનું' ને 'જાણવાનું' અને રિલેટિવ પુરુષાર્થ એટલે શું ? ભાવ કરવાના. આવું હું કરીશ.

તમે જે ચંદુભાઈ હતા ને પુરુષાર્થ કરતા હતાને, એ ભ્રાંતિનો પુરુષાર્થ હતો. પણ જ્યારે 'હું શુદ્ધાત્મા છું' ને એ પુરુષાર્થ કરો પછી, દાદાની પાંચ આજ્ઞામાં રહો એ રિયલ પુરુષાર્થ. પુરુષ થઈને પુરુષાર્થ કર્યો કહેવાય.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનબીજ જે રોપાયું એ જ પ્રકાશ છે, એ જ જ્યોતિ છે ?

**દાદાશ્રી :** એ જ ! પણ બીજરૂપે. હવે એ ધીમે ધીમે પૂનમ થશે. પુદ્ગલ અને પુરુષ બે જુદા પડ્યા ત્યારથી પુરુષાર્થ સાચો શરૂ થાય. જ્યાં પુરુષાર્થ ચાલુ થયો, તે બીજની પૂનમ કરશે. હા ! આ આજ્ઞા પાળી એટલે થાય. બીજું કશું કરવાનું જ નથી, ફક્ત આજ્ઞા પાળવાની.

**પ્રશ્નકર્તા :** દાદા, પુરુષ થયા પછીનાં પુરુષાર્થનું વર્ણન તો કરો થોડું. વ્યવહારમાં કેવી રીતે કરતો હોય ?

**દાદાશ્રી :** વ્યવહારમાં જ છેને બધું આ, આ આપણા મહાત્માઓ બધા પાંચ આજ્ઞામાં રહે છેને ! પાંચ આજ્ઞા એ જ દાદા, એ જ રિયલ પુરુષાર્થ.

પાંચ આજ્ઞા પાળવી, એનું નામ પુરુષાર્થ અને પાંચ આજ્ઞાના પરિણામે શું થાય છે ? જ્ઞાતા-દ્રષ્ટા પદમાં રહેવાય છે. અને અમને કોઈ પૂછે કે ખરા પુરુષાર્થનું નામ શું ? ત્યારે અમે કહીએ, જ્ઞાતા-દ્રષ્ટા રહેવું તે ! તે આ પાંચ આજ્ઞા, જ્ઞાતા-દ્રષ્ટા જ શીખવાડે છેને ?

અમે જોઈએ કે જ્યાં જ્યાં જેણે પુરુષાર્થ સાચા દિલથી માંડ્યો છે, તેના પર અમારી અવશ્ય કૃપા વરસે જ.

## ૧૨. આત્માનુભવ ત્રણ સ્ટેજે, અનુભવ-લક્ષ-પ્રતીતિ

**પ્રશ્નકર્તા :** આત્માનો અનુભવ થઈ જાય એટલે શું થાય ?

**દાદાશ્રી :** આત્માનો અનુભવ થઈ ગયો એટલે દેહાધ્યાસ છૂટી ગયો. દેહાધ્યાસ છૂટી ગયો એટલે કર્મ બંધાતાં અટકી ગયાં. પછી શું જોઈએ વધારે ?

પહેલાં ચંદુભાઈ શું હતા અને આજે ચંદુભાઈ શું છે એ સમજાય. ત્યારે એ ફરે શાને લઈને ? આત્મ અનુભવથી. પહેલાં દેહાધ્યાસનો અનુભવ હતો અને આ આત્મ અનુભવ છે.

પ્રતીતિ એટલે આખી માન્યતા સો ટકા ફરી અને 'હું શુદ્ધાત્મા જ છું' એ જ વાત ચોક્કસ થઈ ગઈ અને 'હું શુદ્ધાત્મા છું' એ શ્રદ્ધા બેસે પણ ઊઠી જાય પાછી અને પ્રતીતિ ઊઠે નહીં. શ્રદ્ધા ફરી જાય, પ્રતીતિ ફરે નહીં.

એ પ્રતીતિ એટલે આપણે આ લાકડી અહીં ગોઠવી છે તેની ઉપર બહુ દબાણ આવે, તો આમ વાંકી થઈ જાય પણ સ્થાન છોડે નહીં. ગમે એટલો કર્મોનો ઉદય આવે, ખરાબ ઉદય આવે, પણ સ્થાન છોડે નહીં. 'હું શુદ્ધાત્મા છું' એ ઊડી ના જાય.

તે અનુભવ, લક્ષ અને પ્રતીતિ આ ત્રણ રહે. પ્રતીતિ કાયમની રહે. લક્ષ છે તે અમુક ટાઈમ રહે. કંઈક ધંધામાં કે કામમાં પડ્યા કે પાછું લક્ષ ચૂકી જવાય અને કામમાંથી મુક્ત થાય કે પાછું લક્ષમાં આવી જાય. અને અનુભવ તો ક્યારે થાય કે કામમાંથી, બધાથી પરવારી અને એકાંતમાં બેઠાં હોય ત્યારે અનુભવનો સ્વાદ આવે. જો કે અનુભવ તો વધ્યા જ કરે.

અનુભવ, લક્ષ ને પ્રતીતિ. પ્રતીતિ એ પાયો છે. એ પાયો થયા પછી

લક્ષ ઉત્પન્ન થાય, પછી 'હું શુદ્ધાત્મા છું' એ લક્ષમાં રહ્યા જ કરે નિરંતર. અને જ્યારે નવરાશમાં બેઠા હોય અને જ્ઞાતા-દ્રષ્ટા થયા થોડીવાર એ અનુભવ.

## ૧૩. પ્રત્યક્ષ સત્સંગનું મહત્વ

### ગૂંચવાડાઓના સમાધાન માટે સત્સંગની આવશ્યકતા

આ 'અક્રમ વિજ્ઞાન' થકી તમને પણ આત્માનુભવ જ પ્રાપ્ત થયો છે. પણ તે તમને સહજ પ્રાપ્ત થયેલો છે તેથી તમને પોતાને લાભ થાય, પ્રગતિ મંડાય. 'જ્ઞાની'ના પરિચયમાં વિશેષ વિશેષ રહીને સમજી લેવાનું છે.

આ જ્ઞાન ઝીણવટથી સમજી લેવું પડે. કારણ કે આ જ્ઞાન કલાકમાં જ આપેલું છે. કેવડું મોટું જ્ઞાન ! તે એક કરોડ વર્ષે જે જ્ઞાન ના થાય એ જ્ઞાન અહીં માત્ર એક કલાકમાં થાય છે ! પણ બેઝિક (જ્ઞાન પ્રાપ્ત) થાય છે. પછી વિગતવાર સમજી લેવું પડે ને ? એ વિગતવાર સમજવા માટે તો તમે મારી પાસે બેસો ને પૂછપરછ કરો, ત્યારે હું તમને સમજાવું. એટલે અમે કહીએ છીએને કે સત્સંગની બહુ જ જરૂર છે. તમે જેમ જેમ અહીં આગળ આંકડા (ગૂંચવાડા) પૂછતા જાવને, તે આંકડા મહીં ખૂલતા જાય. એ તો જેને ખૂંચે, તેણે પૂછી લેવું જોઈએ.

### બીજ વાવ્યા પછી પાણી છાંટવું જરૂરી

**પ્રશ્નકર્તા :** જ્ઞાન લીધા પછી પણ 'હું શુદ્ધાત્મા છું' એવું ખ્યાલમાં લાવવું પડે છે એ થોડું અઘરું છે.

**દાદાશ્રી :** ના, એ થવું જોઈએ. રાખવું પડે નહીં, એની મેળે જ રહે. એ છે તે એને માટે શું કરવું પડે ? એ પછી મારી પાસે આવવું-જવું પડે, અને પાણી જે છાંટવાનું એ છંટાતું નથી. એટલે આ બધું એ અઘરું થઈ જાય છે. આપણે ધંધા ઉપર ધ્યાન ન રાખીએ તો શું થાય ધંધાનું ?

**પ્રશ્નકર્તા :** ડાઉન થઈ જાય.

**દાદાશ્રી :** હા, એવું આ પણ છે. જ્ઞાન લઈ આવ્યા, એટલે આને પાણી છાંટવું પડે, તો છોડવો ઊંચો થાય. છોડવો હોયને નાનો, તેનેય પાણી છાંટવું પડે. તે કોઈ દહાડો મહિને-બે મહિને જરા પાણી છાંટીએ આપણે.

**પ્રશ્નકર્તા :** ઘેર છાંટીએ છીએ.

**દાદાશ્રી :** ના, પણ એ ઘેર છે તે એવું ના ચાલે. એ ચાલતું હશે ? રૂબરૂ જ્ઞાની અહીં આવ્યા હોય ને આપણે એની કિંમત જ ના હોય ! સ્કૂલમાં ગયેલા કે નહીં ગયેલા ? કેટલાં વર્ષ ગયેલા ?

**પ્રશ્નકર્તા :** દશ વર્ષ.

**દાદાશ્રી :** ત્યારે શું શીખ્યા એમાં ? ભાષા ! આ અંગ્રેજી ભાષા હારુ દશ વર્ષ કાઢ્યા, તો અહીંયા મારી પાસે તો છ મહિના કહું છું. છ મહિના મારી પાછળ ફરેને તો કામ થઈ જાય.

## નિશ્ચય સ્ટ્રોંગ તો અંતરાય બ્રેક

**પ્રશ્નકર્તા :** બહારના પ્રોગ્રામ નક્કી થયેલા છે. એટલે આવવાની તકલીફ પડે એવી છે.

**દાદાશ્રી :** એ તો આપણો ભાવ સ્ટ્રોંગ હોય તો પેલું તૂટી જાય. મહીં આપણો ભાવ સ્ટ્રોંગ છે કે ઢીલો છે એ જોઈ લેવાનું.

## ગેરન્ટી સત્સંગથી, સંસાર નફાની

મારે ત્યાં બધા વેપારીઓ આવે છે ને, તે કલાક દુકાને મોડા જાયને, તે રૂપિયા પાંચસો-હજારનું નુકસાન થાય એવા. તે મેં કહ્યું, અહીંયા આવશો તેટલો વખત નુકસાન નહીં જાય અને જો વચ્ચે રસ્તામાં કોઈ દુકાનમાં અડધો કલાક ઊભા રહેશો, તો તમને નુકસાન થશે. અહીં આવશો તો જોખમદારી મારી. કારણ કે આમાં મારે કંઈ લેવા-દેવા નથી.

માટે અહીં તમારા આત્મા માટે જ આવ્યા છો. એટલે કહું છું બધાને, તમને ખોટ નહીં જાય કોઈ રીતે, અહીંયા આવશો તો.

## દાદાના સત્સંગની અલૌકિકતાઓ

એ જો કર્મના ઉદય બહુ ભારે આવે ત્યારે આપણે સમજી લેવાનું કે આ ઉદય ભારે છે, માટે શાંત રહો. ઉદય ભારે એટલે પછી તો ટાઢો પાડી દઈને સત્સંગમાં જ બેસી રહેવું. એવું ચાલ્યા જ કરે. કેવા કેવા કર્મના ઉદય આવે એ કહેવાય નહીં.

**પ્રશ્નકર્તા :** વિશેષ જાગૃતિ વધે એનો ઉપાય શું ?

**દાદાશ્રી :** એ તો આ સત્સંગમાં પડ્યા રહેવું તે.

**પ્રશ્નકર્તા :** આપની પાસે છ મહિના બેસે ત્યારે એનું સ્થૂળ પરિવર્તન થાય, પછી સૂક્ષ્મમાં ફેરફાર થાય, એવું કહો છો.

**દાદાશ્રી :** હા, ખાલી બેસવાથી જ ફેરફાર થયા કરે. એટલે આ પરિચય કરવો જોઈએ. બે કલાક, ત્રણ કલાક, પાંચ કલાક. જેટલા જમે કર્યા એટલો તો લાભ. લોકો જ્ઞાન મળ્યા પછી એમ સમજી જાય છે કે હવે આપણે કામ તો કંઈ રહ્યું જ નહીં ! પણ (હજુ) પરિવર્તન તો થયું જ નથી !

## રહો, જ્ઞાનીની વીઝીનીટીમાં

**પ્રશ્નકર્તા :** મહાત્માઓએ શું ગરજ રાખવી જોઈએ, પૂર્ણપદ માટે ?

**દાદાશ્રી :** જેટલું બને એટલું દાદાની પાસે જીવન કાઢવું એ જ ગરજ, બીજી કોઈ ગરજ નહીં. રાત-દહાડો, ગમે ત્યાં પણ દાદાની પાસે ને પાસે રહેવું. એમની (આત્મજ્ઞાનીની) વીઝીનીટીમાં (દૃષ્ટિ પડે એમ) રહેવું.

અહીં 'સત્સંગ'માં બેઠા બેઠાં કર્મના બોજા ઘટ્યા કરે અને બહાર તો નર્યા કર્મના બોજા વધ્યા જ કરે છે, ત્યાં તો નરી ગૂંચામણ જ છે. અમે તમને ગેરેન્ટી આપીએ છીએ કે જેટલો વખત 'અહીં' સત્સંગમાં બેસશો તેટલા વખત પૂરતું તમારાં ધંધાપાણીમાં ક્યારેય પણ ખોટ નહીં

જાય અને સરવૈયું કાઢશો તો માલમ પડશે કે સરવાળે નફો જ થયો છે. આ સત્સંગ તે કંઇ જેવો તેવો સત્સંગ છે ? કેવળ આત્મા માટે જ જે વખત કાઢે એને સંસારમાં ક્યાંથી ખોટ જાય ? નર્યો નફો જ થાય. પણ આવું સમજાય તો કામ નીકળે ને ? આ સત્સંગમાં બેઠો એટલે એમ ને એમ ફેરો નકામો ના જાય. આ તો કેવો સુંદર કાળ આવ્યો છે ! ભગવાનના વખતમાં સત્સંગમાં જવું હોય તો ચાલતાં ચાલતાં જવું પડતું હતું ! અને આજે તો બસ કે ટ્રેનમાં બેઠા કે તરત જ સત્સંગમાં આવી શકાય !!

## પ્રત્યક્ષ સત્સંગ એ સર્વશ્રેષ્ઠ

અહીં બેઠા એટલે કંઈ ન કરો તોય મહીં ફેરફાર થયા જ કરે. કારણ કે સત્સંગ છે. સત્ એટલે આત્મા, એનો સંગ ! આ પ્રગટ થયેલું સત્, તે તેના સંગમાં બેઠા એ છેલ્લામાં છેલ્લો સત્સંગ કહેવાય.

સત્સંગમાં પડી રહેવાથી એ બધું ખાલી થઈ જશે. કારણ કે જોડે રહેવાથી, અમને (જ્ઞાનીને) જોવાથી અમારી ડિરેક્ટ (સીધી) શક્તિઓ પ્રાપ્ત થાય, એટલે જાગૃતિ એકદમ વધી જાય ! સત્સંગમાં રહેવાય એવું કરવું જોઇએ. 'આ' સત્સંગનો ભીડો રહ્યો એટલે કામ થઇ ગયું.

કામ કાઢી લેવાનું એટલે શું ? જેટલું બને તેટલું દર્શન વધારે કરવા. જેટલું બને એટલું સત્સંગમાં રૂબરૂનો લાભ લેવો, હાજરીનો સત્સંગ. ના બને તેનો ખેદ કરવો છેવટે ! જ્ઞાની પુરુષના દર્શન કરવા અને એમની પાસે, સંગમાં બેસી રહેવું.

# ૧૪. દાદાના પુસ્તકો, મેગેઝીન વાંચનનું મહત્વ

## આપ્તવાણી, કેવી ક્રિયાકારી !

આ 'જ્ઞાની પુરુષ'ની વાણી છે ને પાછી તાજી છે. હમણાનાં પર્યાય છે એટલે એ વાંચતાં જ આપણા બધા પર્યાયો બદલાતા જાય તેમ આનંદ ઉત્પન્ન થતો જાય. કારણ કે આ વીતરાગી વાણી છે. રાગ-દ્વેષરહિત વાણી હોય તો કામ થાય, નહીં તો કામ થાય નહીં. ભગવાનની વાણી વીતરાગ

હતી, તેની અસર આજ સુધી ચાલે છે. તો 'જ્ઞાની પુરુષ'ની વાણીનીય અસર થાય જ. વીતરાગ વાણી વગર બીજો કોઈ ઉપાય નથી.

### પ્રત્યક્ષ પરિચય ન મળે ત્યારે

**પ્રશ્નકર્તા :** દાદાજી, પરિચયમાં ના રહેવાય તો પુસ્તકો કેટલી હેલ્પ કરે ?

**દાદાશ્રી :** બધું હેલ્પ કરે. બધી આ અહીંની દરેક ચીજ દાદાની, એ શબ્દો દાદાનાં છે, આશય દાદાનો છે, એટલે બધું હેલ્પ કરે.

**પ્રશ્નકર્તા :** પણ સાક્ષાત્ પરિચય ને આમાં ફેર ને ?

**દાદાશ્રી :** એ તો ફેર ગણવા જાય તો બધામાં ફેર હોય. માટે આપણે તો જે વખતે જે આવ્યું તે કરવું. દાદા ના હોય ત્યારે શું કરવું ? દાદાનું પુસ્તક છે તે વાંચવું. પુસ્તકમાં દાદા જ છેને ! નહીં તો આંખો મીંચીએ કે તરત દાદા દેખાય !

## ૧૫. પાંચ આજ્ઞાથી જગત નિર્દોષ

### જ્ઞાન પછી પ્રારંભ, નિજદોષ દર્શનનો

'સ્વરૂપના જ્ઞાન' વગર તો ભૂલ દેખાય નહીં. કારણ કે, 'હું જ ચંદુભાઈ ને મારામાં તો કશો વાંધો નથી, હું તો ડાહ્યો ડમરો છું' એમ રહે. અને 'સ્વરૂપના જ્ઞાન'ની પ્રાપ્તિ પછી તમે નિષ્પક્ષપાતી થયા; મન-વચન-કાયા પર તમને પક્ષપાત ના રહ્યો. તેથી પોતાની ભૂલો તમને પોતાને દેખાય.

જેને પોતાની ભૂલ જડશે, જેને ક્ષણે ક્ષણે પોતાની ભૂલ દેખાય, જ્યાં જ્યાં થાય ત્યાં દેખાય, તે પોતે 'પરમાત્મા સ્વરૂપ' થઈ ગયો ! 'હું ચંદુભાઈ નથી, હું શુદ્ધાત્મા છું' - એ સમજાય પછી નિષ્પક્ષપાતી થવાય. કોઈનો સહેજેય દોષ દેખાય નહીં અને પોતાના બધા જ દોષ દેખાય ત્યારે પોતાનું કામ પૂરું થયું કહેવાય. પોતાના દોષ દેખાવા માંડ્યા એટલે અમારું

આપેલું 'જ્ઞાન' પરિણમવાનું શરૂ થઈ જાય. પોતાના દોષ દેખાવા માંડ્યા એટલે બીજાના દોષ ના દેખાય. બીજાના દોષ દેખાય તો તો બહુ ગુનો કહેવાય.

આ નિર્દોષ જગતમાં કોઈ દોષિત છે જ નહીં, ત્યાં દોષ કોને અપાય ? દોષ છે ત્યાં સુધી અહંકાર નિર્મૂળ નહીં થાય. અહંકાર નિર્મૂળ થાય ત્યાં સુધી દોષો ધોવાના છે.

કોઈ દોષિત દેખાય છે એ આપણી હજી ભૂલ છે. જ્યારે ત્યારે તો નિર્દોષ જોવું પડશેને ? આપણા હિસાબથી જ છે આ બધું. આટલું ટૂંકું સમજી જાવને, તોય બધું બહુ કામ લાગે.

## આજ્ઞાપાલન થકી વધે નિર્દોષ દૃષ્ટિ

મને જગત નિર્દોષ દેખાય છે. તમારે એવી દૃષ્ટિ આવશે એટલે આ પઝલ સોલ્વ થઈ જશે. હું તમને એવું અજવાળું આપીશ અને એટલા પાપ ધોઈ નાખીશ કે જેથી તમારું અજવાળું રહે અને તમને નિર્દોષ દેખાતું જાય. અને જોડે જોડે પાંચ આજ્ઞા આપીશું. એ પાંચ આજ્ઞામાં રહેશો તો એ જે આપેલું જ્ઞાન છે, તેને સહેજેય ફ્રેક્ચર નહીં થવા દે.

## ત્યારથી થયું સમકિત

પોતાનો દોષ દેખાય ત્યારથી સમકિત થયું કહેવાય. પોતાનો દોષ દેખાય ત્યારે જાણવું કે પોતે જાગૃત થયો છે. નહીં તો બધું ઊંઘમાં જ ચાલે છે. દોષ ખલાસ થયા કે ના થયા, તેની બહુ ચિંતા કરવા જેવી નથી પણ જાગૃતિની મુખ્ય જરૂર છે. જાગૃતિ થયા પછી નવા દોષ ઊભા થાય નહીં ને જૂના દોષ હોય તે નીકળ્યા કરે. આપણે એ દોષોને જોવાના કે કેવી રીતે દોષો થાય છે !

## દોષો એટલાં જ ખપે પ્રતિક્રમણ

અનંત દોષનું ભાજન છે ત્યારે એટલાં જ પ્રતિક્રમણ કરવાં પડશે. જેટલાં દોષ ભરી લાવ્યા છે, તે તમને દેખાશે. જ્ઞાની પુરુષે જ્ઞાન આપ્યા

પછી દોષો દેખાય, નહીં તો પોતાના દોષ પોતાને દેખાય નહીં, એનું નામ જ અજ્ઞાનતા. પોતાના દોષ એકુંય દેખાય નહીં ને કો'કના જોવા હોય તો બધા બહુ જોઈ આપે, એનું નામ મિથ્યાત્વ.

## દ્રષ્ટિ નિજદોષ ભણી

આ જ્ઞાન લીધા પછી અંદર ખરાબ વિચાર આવે તેને જોવા, સારા વિચારો આવે તેને જોવા. સારા ઉપર રાગ નથી અને ખરાબ ઉપર દ્વેષ નથી. સારું-ખોટું જોવાની આપણે જરૂર નથી. કારણ કે સત્તા જ મૂળ આપણા કાબૂમાં નથી, એટલે જ્ઞાનીઓ શું જુએ ? આખા જગતને નિર્દોષ જુએ. કારણ કે આ બધું 'ડિસ્ચાર્જ'માં છે, એમાં એમનો બિચારાનો શો દોષ ? તમને કોઈ ગાળ ભાંડે તે 'ડિસ્ચાર્જ'. 'બોસ' તમને ગૂંચવે તે પણ 'ડિસ્ચાર્જ' જ છે. બોસ તો નિમિત્ત છે. કોઈનો દોષ જગતમાં નથી. જે દોષ દેખાય છે તે પોતાની જ ભૂલ છે અને એ જ 'બ્લંડર્સ' છે અને તેનાથી જ આ જગત ઊભું રહ્યું છે. દોષ જોવાથી, ઊંધું જોવાથી જ વેર બંધાય છે.

**જય સચ્ચિદાનંદ**

# એડજસ્ટ એવરીવ્હેર

## પચાવો એક જ શબ્દ

'એડજસ્ટ એવરીવ્હેર' આટલો જ શબ્દ જો તમે જીવનમાં ઉતારી નાખો, બહુ થઈ ગયું, તમારે શાંતિ એની મેળે ઊભી થશે. આ કળિયુગનાં આવાં ભયંકર કાળમાં તો એડજસ્ટ નહીં થાવને, તો ખલાસ થઈ જશો.

સંસારમાં બીજું કશું ના આવડે તેનો વાંધો નથી, પણ 'એડજસ્ટ' થતાં તો આવડવું જ જોઈએ. સામો 'ડિસ્એડજસ્ટ' થયા કરે ને આપણે 'એડજસ્ટ' થયા કરીએ તો સંસારમાં તરી પાર ઊતરી જશો. બીજાને અનુકૂળ થતાં આવડે, એને કોઈ દુઃખ જ ન હોય. 'એડજસ્ટ એવરીવ્હેર.' દરેક જોડે 'એડજસ્ટમેન્ટ' થાય, એ જ મોટામાં મોટો ધર્મ. આ કાળમાં તો જુદી જુદી પ્રકૃતિઓ, તે 'એડજસ્ટ' થયા વગર કેમ ચાલે ?

આ આઈસ્ક્રીમ તમને એમ નથી કહેતો કે અમારાથી ભાગો. આપણે ના ખાવો હોય તો ના ખઈએ. આ તો ઘૈડિયાં એની પર ચિઢાયા કરે. આ મતભેદો તો જમાનો બદલાયો એના છે. આ છોકરાં તો જમાના પ્રમાણે કરે.

અમે શું કહીએ છીએ કે, જમાના પ્રમાણે એડજસ્ટ થાવ. છોકરો નવી ટોપી પહેરીને આવે તો એવું ના કહીએ કે, આવું કંઈથી લઈ આવ્યો ? એના કરતાં એડજસ્ટ થઈએ કે, 'આવી સરસ ટોપી ક્યાંથી લાવ્યો ? કેટલાંની આવી ? બહુ સસ્તી મળી ?' આમ એડજસ્ટ થઈ જઈએ.

આપણો ધર્મ શું કહે છે કે અગવડમાં સગવડ જોવી. રાત્રે મને વિચાર આવ્યો કે 'આ ચાદર મેલી છે' પણ પછી એડજસ્ટમેન્ટ મૂકી દીધું તે એટલી સુંવાળી લાગે કે ના પૂછો વાત ! પંચેન્દ્રિયજ્ઞાન અગવડ દેખાડે અને આત્મા સગવડ દેખાડે. માટે આત્મામાં રહો.

આ તો સારું-ખોટું કહેવાથી એ આપણને પજવે છે. આપણે તો બન્નેને સરખાં કરી નાખવાનાં છે. આને સારું કહ્યું એટલે પેલું ખોટું થયું,

એટલે પછી એ પજવે. ખરું કહેતો હોય તેની જોડેય ને ખોટું કહેતો હોય તેની જોડેય 'એડજસ્ટ' થા. અમને કોઈ કહે કે, 'તમારામાં અક્કલ નથી.' તો અમે તેને તરત 'એડજસ્ટ' થઈ જઈએ ને તેને કહીએ કે, 'એ તો પહેલેથી જ ન્હોતી. હમણાં તું ક્યાં ખોળવા આવ્યો છે ? તને તો આજે એની ખબર પડી. પણ હું તો નાનપણથી એ જાણું છું.' આમ કહીએ એટલે ભાંજગડ મટીને ? ફરી એ આપણી પાસે અક્કલ ખોળવા જ ના આવે.

## વાઈફ જોડે એડજસ્ટમેન્ટ

આપણે કંઈક કારણસર મોડું થઈ ગયું અને વાઈફ ઊંધું, અવળું-સવળું બોલવા માંડી, 'આટલાં મોડાં આવો છો, મને નહીં ફાવે ને આ બધું આમ ને તેમ...', એનું મગજ ખસી ગયું. તો આપણે કહીએ કે 'હા, તારી વાત ખરી છે, તું કહેતી હોય તો પાછો જઉં, તું કહેતી હોય તો મહીં બેસું.' ત્યારે કહે, 'ના, પાછાં ના જશો, અહીં સૂઈ જાવ છાનામાના.' પણ પછી કહીએ, 'તું કહું તો ખાઉં, નહીં તો સૂઈ જાઉં.' ત્યારે કહે, 'ના, ખઈ લો.' એટલે આપણે એને વશ થઈને ખઈ લેવું. એટલે એડજસ્ટ થઈ ગયા. એટલે સવારમાં ચા ફર્સ્ટ ક્લાસ આપે અને જો ડફળાવીએ ઉપરથી, તો ચાનો કપ છણકો મારીને આપે, તે ત્રણ દા'ડા સુધી ચાલ્યા જ કરે.

## જમવામાં એડજસ્ટમેન્ટ

વ્યવહારમાં રહ્યો એનું નામ કહેવાય કે જે 'એડજસ્ટ એવરીવ્હેર' થયો ! હવે ડેવલપમેન્ટનો જમાનો આવ્યો. મતભેદ ના પાડવા. એટલે અત્યારે લોકોને મેં શબ્દ આપ્યો છે, 'એડજસ્ટ એવરીવ્હેર' ! કઢી ખારી થઈ, તો સમજી જવાનું કે દાદાએ એડજસ્ટમેન્ટ કહ્યું છે, પછી એ કઢી થોડી ખઈ લેવી. હા, કંઈ અથાણું યાદ રહે તો પાછું થોડું મંગાવવું કે અથાણું લઈ આવો ! પણ ઝઘડો નહીં. ઘરમાં ઝઘડો ના હોય. પોતે કોઈ જગ્યાએ મુશ્કેલીમાં મૂકાયેલો હોય ત્યારે તે પોતાનું 'એડજસ્ટમેન્ટ' કરી લે તોય સંસાર રૂપાળો લાગે.

## ન ફાવે તોય નભાવો

તારી જોડે જે કોઈ ડિસ્એડજસ્ટ થવા આવે, તેને તું એડજસ્ટ થઈ જા. રોજિંદા જીવનમાં જો સાસુ-વહુને કે દેરાણી- જેઠાણીને ડિસ્એડજસ્ટમેન્ટ થતું હોય તો, જેને આ સંસાર ઘટમાળમાંથી છૂટવું હોય, તેણે એડજસ્ટ થઈ જ જવું જોઈએ. ધણી-ધણીયાણીમાંય જો એક ફાડ ફાડ કરતું હોય તો બીજાએ સાંધી લેવું, તો જ સંબંધ નભશે અને શાંતિ રહેશે. આ રિલેટિવ સત્યમાં આગ્રહ, જકની જરાય જરૂર નથી. માણસ તો કોનું નામ ? એવરીવ્હેર એડજસ્ટેબલ !

## સુધારવી કે એડજસ્ટ થવું ?

દરેક વાતમાં આપણે સામાને 'એડજસ્ટ' થઈ જઈએ તો કેટલું બધું સરળ થઈ જાય ! આપણે જોડે શું લઈ જવાનું છે ? કોઈ કહેશે કે, 'ભાઈ, એને સીધી કરો.' 'અરે, તું એને સીધી કરવા જઈશ તો તું વાંકો થઈ જઈશ.' માટે 'વાઈફ'ને સીધી કરવા જશો નહીં, જેવી હોય તેને કરેક્ટ કહીએ. આપણે એની જોડે કાયમનું સાઢું-સહિયારું હોય તો જુદી વાત છે, આ તો એક અવતાર પછી તો ક્યાંય વિખરાઈ પડશે ! બન્નેના મરણકાળ જુદા, બન્નેનાં કરમ જુદાં ! કશું લેવા યે નહીં ને દેવા યે નહીં ! અહીંથી તે કોને ત્યાં જશે, તેની શી ખબર ? આપણે સીધી કરીએ ને આવતાં જન્મે કો'કને ભાગે જાય !

માટે તમારે એમને સીધાં કરવા નહીં. એ તમને સીધા કરે નહીં. જેવું મળ્યું એવું સોનાનું ! પ્રકૃતિ કોઈની કોઈ દહાડો સીધી થાય નહીં. કૂતરાની પૂંછડી વાંકી ને વાંકી જ રહે. એટલે આપણે ચેતીને ચાલીએ. જેવી હો તેવી ભલે હો, 'એડજસ્ટ એવરીવ્હેર'.

## વાંકા જોડે એડજસ્ટ થાવ

વ્યવહાર તો એનું નામ કહેવાય કે 'એડજસ્ટ' થઈએ એટલે પડોશી યે કહે કે, 'બધા ઘેર ઝઘડા છે પણ આ ઘેર ઝઘડો નથી.' જેની જોડે ના

ફાવે ત્યાં જ શક્તિ કેળવવાની છે. ફાવ્યું ત્યાં તો શક્તિ છે જ. ના ફાવે એ તો નબળાઈ છે. મારે બધા જોડે કેમ ફાવે છે ? જેટલાં 'એડજસ્ટમેન્ટ' લેશો તેટલી શક્તિઓ વધશે અને અશક્તિઓ તૂટી જાય. સાચી સમજણ તો બીજી બધી ઊંધી સમજણને તાળાં વાગશે ત્યારે જ થશે.

સુંવાળા જોડે તો સહુ કોઈ 'એડજસ્ટ' થાય પણ વાંકા-કઠણ-કડક જોડે, બધાં જ જોડે 'એડજસ્ટ' થતાં આવડ્યું તો કામ થઈ ગયું. ભડકે તો ચાલે નહીં. જગતની કોઈ વસ્તુ આપણને 'ફીટ' (અનુકુળ) થાય નહીં. આપણે એને 'ફીટ' થઈએ તો આ દુનિયા સરસ છે અને એને 'ફીટ' કરવા જઈએ તો દુનિયા વાંકી છે. એટલે 'એડજસ્ટ એવરીવ્હેર'.

આપણને જરૂર હોય તો સામો વાંકો હોય તોય તેને મનાવી લેવો પડે. આ સ્ટેશન પર મજૂર જોઈતો હોય ને એ આનાકાની કરતો હોય તો તેને ચાર રૂપિયા ઓછા-વત્તા કરીને (વધારે આપીને) મનાવી લેવો પડે અને ના મનાવીએ તો એ બેગ આપણાં માથા પર જ નાખે ને !

## ફરિયાદ ? નહીં, 'એડજસ્ટ'

ઘરમાંય 'એડજસ્ટ' થતાં આવડવું જોઈએ. આપણે સત્સંગમાંથી મોડા ઘેર જઈએ તો ઘરવાળા શું કહેશે ? 'થોડોઘણો ટાઈમ તો સાચવવો જોઈએને ?' તે આપણે વહેલા ઘેર જઈએ એ શું ખોટું ? હવે કેમ આવું માર ખાવાનું થયું ? કારણ કે પહેલાં બહુ ફરિયાદો કરી હતી. તેનાં આ પરિણામ આવ્યા. તે દહાડે સત્તામાં આવ્યો ત્યારે ફરિયાદો કર કર કરી. હવે સત્તા નથી એટલે ફરિયાદ કર્યા વગર રહેવાનું, એટલે હવે 'પ્લસ-માઈનસ' કરી નાખો. સામો ગાળ ભાંડી ગયો, એને જમા કરી દેવાનું. ફરિયાદી થવાનું જ નહીં ને !

ઘરનાં ધણી-ધણીયાણી બેઉ જણ નિશ્ચય કરે કે મારે 'એડજસ્ટ' થવું છે તો બન્નેનો ઉકેલ આવે. એ વધારે ખેંચે તો આપણે 'એડજસ્ટ' થઈ જવું તો ઉકેલ આવે. આ 'એડજસ્ટ એવરીવ્હેર' નહીં થાય તો બધા ગાંડા થશો. સામાને છંછેડ્યા કરો, તેથી જ ગાંડા થયા.

જેને 'એડજસ્ટ' થવાની કળા આવડી, એ દુનિયામાંથી મોક્ષ તરફ વળ્યો. 'એડજસ્ટમેન્ટ' થયું, એનું નામ જ્ઞાન. જે 'એડજસ્ટમેન્ટ' શીખી ગયો, તે તરી ગયો.

કેટલાંકને રાતે મોડું સૂઈ જવાની ટેવ હોય અને કેટલાંકને વહેલું સૂઈ જવાની ટેવ હોય, તે બન્નેને મેળ શી રીતે પડે ? અને એક કુંટુંબમાં બધા ભેગાં રહે, તે શું થાય ? ઘરમાં એક જણ એવું બોલનારો નીકળે કે તમારામાં તો અક્કલ ઓછી છે. તો આપણે એવું જાણવું કે આ આવું જ બોલવાનો છે. એટલે આપણે એડજસ્ટ થઈ જવું. એને બદલે પછી આપણે સામો જવાબ આપીએ તો આપણે થાકી જઈએ. કારણ કે એ તો આપણને અથડાયો પણ આપણે અથડાઈએ તો આપણને પણ આંખો નથી એમ ખાતરી થઈ ગઈને !

અમે પ્રકૃતિને ઓળખીએ એટલે પછી તમે અથડાવા ફરતાં હોય તોય હું અથડાવા નહીં દઉં, હું ખસી જઉં. નહીં તો બેઉનો એક્સિડન્ટ થાય અને બન્નેનાં સ્પેરપાર્ટસ્ તૂટી જાય, પેલાનું બમ્પર તૂટી જાય, તો મહીં બેઠેલાંની શી દશા થાય ? બેસનારાની દશા બરાબર બેસી જાય ને ! એટલે પ્રકૃતિ ઓળખો. ઘરમાં બધાની પ્રકૃતિ ઓળખી લેવાની.

આ અથડામણ કંઈ રોજ રોજ થાય છે ? એ તો જ્યારે આપણાં કર્મના ઉદય હોય ત્યારે થાય તેટલાં પૂરતું આપણે 'એડજસ્ટ' થવાનું. ઘરમાં વાઈફ જોડે ઝઘડો થયો હોય તો, ઝઘડો થયા પછી વાઈફને હોટલમાં લઈ જઈને, જમાડીને ખુશ કરીએ. હવે તાંતો ના રહેવો જોઈએ.

જે ભાણામાં આવે તે ખાજે. જે સામું આવ્યું તે સંયોગ છે ને ભગવાને કહ્યું છે કે સંયોગને ધક્કો મારીશ તો એ ધક્કો તને વાગશે ! એટલે અમને ના ભાવતી વસ્તુ મૂકી હોય તોય અમે મહીંથી બે ચીજ ખાઈ લઈએ.

એટલે એડજસ્ટ થતાં ના આવડે એ માણસને માણસ કેમ કહેવાય ? સંજોગોને વશ થઈને એડજસ્ટ થઈ જાય, એ ઘરમાં કશુંય ભાંજગડ ના

થાય. એમનો લાભ ઉઠાવવો હોય તો એડજસ્ટ રહો. આ તો લાભેય કોઈ વસ્તુનો નહીં અને વેર બાંધશે તે જુદું !

દરેક વ્યક્તિના જીવનમાં અમુક પ્રિન્સિપલ (સિદ્ધાંત) હોવાં જ જોઈએ. છતાંય સંજોગો પ્રમાણે વર્તવું જોઈએ. સંજોગોને એડજસ્ટ થાય, એનું નામ માણસ. એડજસ્ટમેન્ટ જો દરેક સંજોગોમાં કરતાં આવડે તો, ઠેઠ મોક્ષે પહોંચી શકાય એવું ગજબનું હથિયાર છે.

## ડિસ્એડજસ્ટમેન્ટ એ જ મૂર્ખાઈ

આપણી વાત સામાને 'એડજસ્ટ' થવી જ જોઈએ. આપણી વાત સામાને 'એડજસ્ટ' ના થાય તો તે આપણી જ ભૂલ છે. ભૂલ ભાંગે તો 'એડજસ્ટ' થાય. વીતરાગોની વાત 'એવરીવ્હેર એડજસ્ટમેન્ટ'ની છે. આ 'ડિસ્એડજસ્ટમેન્ટ' એ જ મૂર્ખાઈ છે. 'એડજસ્ટમેન્ટ'ને અમે ન્યાય કહીએ છીએ. આગ્રહ-દૂરાગ્રહ એ કંઈ ન્યાય ના કહેવાય.

અત્યાર સુધી એકુંય માણસ અમને ડિસ્એડજસ્ટ થયો નથી. અને આ લોકોને ઘરનાં ચાર માણસોય એડજસ્ટ થતાં નથી. આ એડજસ્ટ થવાનું આવડે કે ના આવડે ? એવું થઈ શકે કે ના થઈ શકે ? આપણે જેવું જોઈએ એવું તો આપણને આવડે ને ? આ જગતનો નિયમ શો છે કે જેવું તમે જોશો એટલું તો આવડે જ. એમાં કંઈ શીખવવાપણું રહેતું નથી.

સંસારમાં બીજું કશું ભલે ના આવડે તો વાંધો નથી, ધંધો ઓછો કરતાં આવડે તો વાંધો નથી પણ એડજસ્ટ થતાં આવડવું જોઈએ. એટલે વસ્તુસ્થિતિમાં એડજસ્ટ થતાં શીખવું જોઈએ. આ કાળમાં એડજસ્ટ થતાં ના આવડે તો માર્યો જઈશ. એટલે 'એડજસ્ટ એવરીવ્હેર' થઈને કામ કાઢી લેવા જેવું છે.

❖ ❖ ❖ ❖ ❖

# અથડામણ ટાળો

## ન આવો અથડામણમાં...

'કોઈનીય અથડામણમાં ના આવીશ અને અથડામણને ટાળજે.' આ અમારા વાક્યનું જો આરાધન કરીશ તો ઠેઠ મોક્ષે પહોંચીશ. અમારું એક જ વાક્ય જો કોઈ પાળે તો તે મોક્ષે જ જાય.

અમારો એક શબ્દ એક દહાડો પાળે તો ગજબની શક્તિ ઉત્પન્ન થાય ! અંદર એટલી બધી શક્તિઓ છે કે ગમે તેવી અથડામણ કોઈ નાખી જાય (કરવા આવે) તોય તે ટાળી શકાય.

જો ભૂલેચૂકેય તું કોઈની અથડામણમાં આવી ગયો, તો તેનો નિકાલ કરી નાખજે. સહજ રીતે એ અથડામણમાંથી ઘર્ષણની ચકમક ઉડાડ્યા વગર નીકળી જજે.

## ટ્રાફિકના કાયદાથી ટળે અથડામણ

હંમેશાં દરેક અથડામણમાં બન્નેને નુકસાન થાય. તમે સામાને દુઃખ આપો તો તેની સાથે તમને દુઃખ એમ ને એમ ઓન ધી મોમેન્ટ પડ્યા વગર રહે જ નહીં. એ અથડામણ છે, એટલે મેં આ દાખલો આપ્યો છે કે રોડ ઉપરના વાહનવ્યવહારનો શો ધર્મ છે કે અથડાશો તો તમે મરી જશો, અથડાવામાં જોખમ છે. માટે કોઈની જોડે અથડાશો નહીં. એવી રીતે આ વ્યવહારિક કાર્યોમાં પણ અથડાશો નહીં.

કોઈ માણસ વઢવા આવે, શબ્દો બોમ્બગોળા જેવા આવતાં હોય ત્યારે આપણે જાણવું કે અથડામણ ટાળવાની છે. આપણાં મન ઉપર અસર બિલકુલ હોય નહીં, છતાં ઓચિંતી કંઈક અસર થઈ, ત્યારે આપણે જાણીએ કે સામાના મનની અસર આપણા પર પડી; એટલે આપણે ખસી જવું. એ બધી અથડામણો છે. એ જેમ જેમ સમજતા જશો તેમ તેમ અથડામણને ટાળતા જશો. અથડામણ ટાળે તેનાથી મોક્ષ થાય.

અથડામણથી આ જગત ઊભું થયું છે. એને ભગવાને વેરથી ઊભું થયું છે, એમ કહ્યું છે. દરેક માણસ, અરે, જીવમાત્ર વેર રાખે. વધુ પડતું થયું કે વેર રાખ્યા વગરે રહે નહીં. ગમે તે હોય પણ વેર રાખે. કારણ કે બધામાં આત્મા છે. આત્મશક્તિ બધામાં સરખી છે. કારણ આ પુદ્ગલની નબળાઈને લઈને સહન કરવું પડે છે. પણ સહન કરતાંની સાથે એ વેર રાખ્યા વગર રહે નહીં અને આવતે ભવે એ એનું વેર વાળે પાછું !

કોઈ માણસ બહુ બોલે તો એનાં ગમે એવાં બોલથી આપણને અથડામણ ના થવી જોઈએ. અને આપણાં લીધે સામાને ડખો થાય એવું બોલવું એ મોટામાં મોટો ગુનો છે.

## સહન ? નહીં, સોલ્યુશન લાવો

અથડામણ ટાળવાનું એટલે સહન કરવાનું નથી. સહન કરશો તો કેટલું કરશો ? સહન કરવું અને 'સ્પ્રીંગ' દબાવવી, એ બે સરખું છે. 'સ્પ્રીંગ' દબાવેલી કેટલાં દહાડા રહેશે ? માટે સહન કરવાનું તો શીખશો જ નહીં, સોલ્યુશન કરવાનું શીખો. અજ્ઞાન દશામાં તો સહન જ કરવાનું હોય છે. પછી એક દહાડો 'સ્પ્રીંગ' ઊછળે તે બધું પાડી નાખે.

બીજાના નિમિત્તે જે કંઈ સહન કરવાનું થાય છે, એ આપણો જ હિસાબ હોય છે. પણ આપણને ખબર નથી પડતી કે આ કયા ચોપડાનો ને ક્યાંનો માલ છે, એટલે આપણે એમ જાણીએ કે આમણે નવો માલ ધીરવા માંડ્યો. નવો કોઈ ધીરે જ નહીં, ધીરેલો જ પાછો આવે. આ જે આવ્યું, તે મારા જ કર્મના ઉદયથી આવ્યું છે, સામો તો નિમિત્ત છે.

## અથડાયા, આપણી જ ભૂલથી

આ દુનિયામાં કંઈ પણ અથડામણ થાય એ તમારી જ ભૂલ છે, સામાની ભૂલ નથી. સામા તો અથડાવાનાં જ છે. 'તમે કેમ અથડાયા ?' ત્યારે કહે, 'સામો અથડાયો એટલે.' તે તમે આંધળા અને એ આંધળો થઈ ગયો.

અથડામણ થઈ એટલે આપણે જાણવું કે 'એવું કેવું હું બોલી ગયો

કે આ અથડામણ થઈ !' પોતાની ભૂલ જડે એટલે ઉકેલ થઈ ગયો, પછી પઝલ સોલ્વ થઈ ગયું. નહીં તો જ્યાં સુધી આપણે 'સામાની ભૂલ છે' એવું ખોળવા જઈશું તો કોઈ દહાડોય આ પઝલ સોલ્વ નહીં થાય. 'આપણી ભૂલ છે' એમ માનીશું ત્યારે જ આ જગતથી છેડો આવશે, બીજો કોઈ ઉપાય નથી. કોઈનીય જોડે અથડામણ થઈ, એ આપણી અજ્ઞાનતાની નિશાની.

હમણે એક છોકરું પથ્થર મારે અને લોહી નીકળે, એટલે છોકરા ઉપર શું કરો ? ગુસ્સો કરો. અને તમે જતા હો, ત્યારે ડુંગર ઉપરથી એક પથરો પડ્યો. તે વાગે ને લોહી નીકળે તો પછી શું કરો ? ગુસ્સો કરો ? ના. એનું શું કારણ ? પેલો પથરો ડુંગર ઉપરથી પડેલો છે ! પછી પેલો છોકરો પસ્તાતો હોય કે મારાથી આ ક્યાં થઈ ગયું. અને આ ડુંગર ઉપરથી પડ્યો, તે કોણે કર્યું ?

## વિજ્ઞાન, સમજવા જેવું

**પ્રશ્નકર્તા** : આપણે ક્લેશ ના કરવો હોય પણ સામે આવીને ઝઘડે તો શું કરવું ?

**દાદાશ્રી :** આ ભીંત જોડે લડે, તો કેટલો વખતે લડી શકે ? આ ભીંત જોડે એક દહાડો માથું અથડાયું, તો આપણે એની જોડે શું કરવું ? માથું અથડાયું એટલે આપણે ભીંત જોડે વઢવાડ થઈ એટલે આપણે ભીંતને માર માર કરવી ? એમ આ ખૂબ ક્લેશ કરાવતા હોય તો તે બધી ભીંતો છે ! આમાં સામાને શું જોવાનું ? આપણે આપણી મેળે સમજી જવાનું કે આ ભીંત જેવા છે. પછી કોઈ મુશ્કેલી નથી.

આપણને આ ભીંતને વઢવાની સત્તા છે ? એવું સામાને માટે છે. અને એના નિમિત્તે જે અથડામણ છે, એ તો છોડવાની નથી. નકામી બૂમાબૂમ કરવાનો શો અર્થ ? એના હાથમાં સત્તા જ નથી ત્યાં ! માટે તમે ભીંત જેવા થઈ જાઓને ! તમે બૈરીને ટૈડકાવ ટૈડકાવ કરો તો તેની મહીં ભગવાન બેઠેલાં છે, તે નોંધ કરે કે આ મને ટૈડકાવે છે ! ને તમને

એ ટૈડકાવે ત્યારે તમે ભીંત જેવા થઈ જાઓ, તો તમારી મહીં બેઠેલાં ભગવાન તમને 'હેલ્પ' કરે.

કોઈની જોડે મતભેદ પડવો અને ભીંત જોડે અથડાવું, એ બે સરખી વસ્તુ છે. એ બેમાં ફેર નથી. આ ભીંતની જોડે અથડાય છે, એ નહીં દેખાવાથી અથડાય છે ને પેલો મતભેદ પડે છે તે પણ નહીં દેખાવાથી મતભેદ પડે છે. આગળનું એને દેખાતું નથી. આગળનું એને સોલ્યુશન જડતું નથી એટલે મતભેદ પડે છે. આ ક્રોધ-માન-માયા-લોભ બધું કરે છે એ નહીં દેખાવાથી જ કરે છે ! તે આમ વાતને સમજવી જોઈએને ? વાગે તેનો દોષને, ભીંતનો કંઈ દોષ ખરો ? તે આ જગતમાં બધી ભીંતો જ છે. ભીંત અથડાય એટલે આપણે એની જોડે ખરી-ખોટી કરવા નથી જતાંને ? કે 'આ મારું ખરું છે' એવું લડવા માટે ભાંજગડ નથી કરતાં ને ? એવું આ અત્યારે ભીંતની સ્થિતિમાં જ છે. આની જોડે ખરું કરાવવાની જરૂર જ નથી.

## અથડામણ, એ અજ્ઞાનતા જ આપણી

અથડામણ થવાનું કારણ શું ? અજ્ઞાનતા. જ્યાં સુધી કોઈની પણ જોડે મતભેદ પડે છે, એ તમારી નિર્બળતાની નિશાની છે. લોક ખોટાં નથી. મતભેદમાં ભૂલ તમારી છે. લોકોની ભૂલ હોતી જ નથી. એ જાણી-જોઈને કરતો હોય તો આપણે ત્યાં આગળ માફી માગી લેવી કે 'ભઈ, મને આ સમજણ પડતી નથી.' જ્યાં અથડામણ થઈ, ત્યાં આપણી જ ભૂલ છે.

## ઘર્ષણથી હણાય શક્તિઓ

બધી આત્મશક્તિ જો કદી ખલાસ થતી હોય તો તે ઘર્ષણથી. સંઘર્ષથી સહેજ પણ ટકરાયા તો ખલાસ ! સામો ટકરાય તો આપણે સંયમપૂર્વક રહેવું જોઈએ. ઘર્ષણ એકલું ના હોય તો માણસ મોક્ષે જાય. કોઈ શીખી ગયો કે મારે ઘર્ષણમાં આવવું જ નથી તો પછી એને વચ્ચે ગુરુની કે કોઈનીય જરૂર નથી. એક-બે અવતારે સીધો મોક્ષે જાય. 'ઘર્ષણમાં આવવું જ નથી' એવું જો એની શ્રદ્ધામાં બેસી ગયું ત્યારથી જ સમકિત થઈ ગયું !

પૂર્વે જે ઘર્ષણ થયેલાં હતાં ને તે ખોટ ગયેલી, તે જ પાછી આવે છે. પણ હવે જો નવું ઘર્ષણ ઊભું કરીએ તો પાછી શક્તિ જતી રહે, આવેલી શક્તિ પણ જતી રહે ને પોતે ઘર્ષણ ન જ થવા દે તો શક્તિ ઉત્પન્ન થયા કરે !

આ જગતમાં વેરથી ઘર્ષણ થાય છે. સંસારનું મૂળ બીજ વેર છે. જેનાં વેર અને ઘર્ષણ, બે બંધ થયાં તેનો મોક્ષ થઈ ગયો ! પ્રેમ નડતો નથી, વેર જાય તો પ્રેમ ઉત્પન્ન થાય.

## કૉમનસેન્સ, એવરીવ્હેર એપ્લિકેબલ

કોઈ પોતાને અથડાય પણ પોતે કોઈને અથડાય નહીં, એવી રીતે રહે તો 'કૉમનસેન્સ' ઉત્પન્ન થાય. પણ પોતે કોઈને અથડાવો ના જોઈએ, નહીં તો 'કૉમનસેન્સ' જતી રહે. ઘર્ષણ પોતાના તરફનું ના હોવું જોઈએ. સામાના ઘર્ષણથી આપણામાં 'કૉમનસેન્સ' ઉત્પન્ન થાય. આ આત્માની શક્તિ એવી છે કે ઘર્ષણ વખતે કેમ વર્તવું, એનો બધો ઉપાય બતાવી દે અને એક વખત બતાવે પછી એ જ્ઞાન જાય નહીં. આમ કરતાં કરતાં 'કૉમનસેન્સ' ભેગી થાય.

આ ભીંતને માટે અવળા વિચાર આવે તો વાંધો નથી, કારણ એકપક્ષી ખોટ છે. જ્યારે જીવતા માટે એક અવળો વિચાર આવ્યો કે જોખમ છે. બન્ને પક્ષી ખોટ જાય. પણ આપણે એની પાછળ પ્રતિક્રમણ કરીએ તો બધા દોષો જાય. એટલે જ્યાં જ્યાં ઘર્ષણ થાય છે, ત્યાં આગળ પ્રતિક્રમણ કરો એટલે ઘર્ષણ ખલાસ થઈ જાય.

અથડામણ ના થાય, તેને ત્રણ અવતારે મોક્ષ થાય તેની હું ગેરન્ટી આપું છું. અથડામણ થઈ જાય તો પ્રતિક્રમણ કરવું. અથડામણો થવાની જ. આ જ્યાં સુધી વિકારી બાબત છે, સંબંધ છે, ત્યાં સુધી અથડામણ થવાની. અથડામણનું મૂળ જ આ છે. જેણે વિષય જીત્યો, તેને કોઈ હરાવી શકે નહીં, કોઈ એનું નામેય ના દે. એનો પ્રભાવ પડે.

❖❖❖❖❖

# બન્યું તે જ ન્યાય

## કુદરત તો ન્યાયી જ સદા

જે કુદરતનો ન્યાય છે તે એક ક્ષણ પણ અન્યાય થયો નથી. એક ક્ષણ પણ આ કુદરત જે છે તે અન્યાયને પામી નથી, કોર્ટો થઈ હશે, કોર્ટમાં બધું ચાલે પણ કુદરત અન્યાયી થઈ જ નથી.

કુદરતના ન્યાયને જો સમજે-'બન્યું તે ન્યાય' તો તમે આ જગતમાંથી છૂટા થઈ શકશો. નહીં તો કુદરતને સહેજ પણ અન્યાયી સમજો કે તમારું જગતમાં ગૂંચાવાનું સ્થાન જ એ. કુદરતને ન્યાયી માનવી, એનું નામ જ્ઞાન. 'જેમ છે તેમ' જાણવું, એનું નામ જ્ઞાન અને 'જેમ છે તેમ' નહીં જાણવું, એનું નામ અજ્ઞાન.

જગતમાં ન્યાય ખોળવાથી તો આખા જગતને લડાઈઓ ઊભી થઈ છે. જગત ન્યાય સ્વરૂપ જ છે. એટલે આ જગતમાં ન્યાય ખોળશો જ નહીં. જે બન્યું એ ન્યાય. આ કોર્ટો ને બધું થયું, તે ન્યાય ખોળે છે તેથી ! અલ્યા મૂઆ, ન્યાય હોતો હશે ? એના કરતાં શું બન્યું એ જો ! એ જ ન્યાય છે. ન્યાય-અન્યાયનું ફળ એ તો હિસાબથી આવે છે અને આપણે એની જોડે ન્યાય જોઈન્ટ કરવા જઈએ છીએ. પછી કોર્ટમાં જ જવું પડે ને !

કોઈને આપણે એક ગાળ ભાંડી દીધી તો પછી એ આપણને બે-ત્રણ ભાંડી દે. કારણ કે એનું મન આપણી પર ઉકળતું હોય. ત્યારે લોક શું કહે ? તેં કેમ ત્રણ ગાળ ભાંડી, આણે એક જ ભાંડી હતી. તો એનો ન્યાય શું છે ? એણે આપણને ત્રણ જ ભાંડવાની હોય. પાછલો હિસાબ ચૂકતે કરી લે કે ના કરી લે ? કુદરતનો ન્યાય શું ? પાછલો હિસાબ હોય એ બધો ભેગો કરી આપે. અત્યારે ધણીને સ્ત્રી હેરાન કરતી હોય, તે કુદરતી ન્યાય છે. ધણી જાણે આ બૈરી બહુ ખરાબ છે અને બૈરી શું જાણે, ધણી ખરાબ છે. પણ આ કુદરતનો ન્યાય જ છે.

એ તો આ ભવની પરસેવાની કમાણી પણ પહેલાંનો બધો હિસાબ

છે ને ! ચોપડા બાકી છે તેથી, નહીં તો કોઈ દહાડો આપણું કશું લે નહીં. કોઈથી લઈ શકે એવી શક્તિ જ નથી. અને લઈ લેવું એ તો આપણો કંઈક આગળ-પાછળનો હિસાબ છે. આ દુનિયામાં કોઈ જન્મ્યો નથી કે જે કોઈનું કશું કરી શકે. એટલું બધું નિયમવાળું જગત છે.

## જડે કારણ, પરિણામ પરથી

આ બધું રીઝલ્ટ છે. જેમ પરીક્ષામાં રીઝલ્ટ આવે ને, આ ગણિતમાં સો માર્કમાંથી પંચાણું માર્ક આવે અને અંગ્રેજીમાં સો માર્કમાંથી પચ્ચીસ માર્ક આવે. તે આપણને ખબર ના પડે કે આમાં ક્યાં આગળ ભૂલ રહે છે ? આ પરિણામ ઉપરથી, શું શું કારણથી ભૂલ થઈ એ આપણને ખબર પડે ને ? આ બધાં સંયોગો જે ભેગાં થાય છે, એ બધાં પરિણામ છે. અને એ પરિણામ ઉપરથી શું કૉઝ હતું, તે આપણને જડે.

અહીં રસ્તામાં માણસો આવતાં-જતાં હોય અને બાવળની શૂળ આમ ઊભી પડેલી હોય. લોક એટલું આવતું-જતું હોય, પણ શૂળ એમની એમ જ પડેલી હોય. અને આપણે કોઈ દહાડો ચપ્પલ વગર નીકળીએ નહીં, પણ તે દહાડે કોઈકને ત્યાં ગયા હોય ને ત્યાં બૂમ પડે કે ચોર આવ્યો, ચોર આવ્યો. તે આપણે ઊઘાડે પગે નાઠાં. તે શૂળ આપણને પગે વાગે. તે હિસાબ આપણો !

કોઈ દુઃખ આપે તો, જમે કરી લેવું. તે આપેલું હશે તે જ પાછું જમે કરવાનું છે. કારણ કે અહીં આગળ એમ ને એમ બીજાને દુઃખ આપી શકે, એવો કાયદો નથી. એની પાછળ કૉઝ હોવાં જોઈએ. માટે જમે કરી લેવું.

## ભગવાનને ત્યાં કેવું હોય ?

ભગવાન ન્યાય સ્વરૂપ નથી ને ભગવાન અન્યાય સ્વરૂપેય નથી. કોઈને દુઃખ ના હો એ જ ભગવાનની ભાષા છે. ન્યાય-અન્યાય એ તો લોકભાષા છે.

ચોર ચોરી કરવામાં ધર્મ માને છે ને દાનેશ્વરી દાન આપવામાં ધર્મ માને છે. એ લોકભાષા છે, ભગવાનની ભાષા નથી. ભગવાનને ત્યાં આવું તેવું કશું છે જ નહીં. ભગવાનને ત્યાં તો એટલું જ છે કે 'કોઈ જીવને દુઃખ ન થાય, એ જ અમારી આજ્ઞા છે.'

## નિજદોષો દેખાડે અન્યાય

ફક્ત પોતાના દોષને લઈને જગત બધું ગેરકાયદેસર લાગે છે. કોઈ ક્ષણે ગેરકાયદેસર થયું જ નથી. બિલકુલ ન્યાયમાં જ હોય. અહીંની કોર્ટના ન્યાયમાં ફેરફાર પડી જાય. એ જૂઠ્ઠો નીકળે પણ આ કુદરતના ન્યાયમાં ફેર નહીં.

અને એક સેકન્ડ પણ ન્યાયમાં ફેરફાર નથી થતો. જો અન્યાયી હોત ને તો કોઈ મોક્ષે જ જાત નહીં. આ તો કહેશે, સારા માણસને અડચણો કેમ આવે છે ? પણ લોકો એવી કોઈ અડચણ કરી શકે નહીં. કારણ કે પોતે જો કશામાં ડખલ નહીં કરે તો કોઈ તાકાત એવી નથી કે તમારું નામ દે. પોતે ડખલ કરી છે તેથી આ બધું ઊભું થયું છે.

## જગત ન્યાય સ્વરૂપ

આ જગત ગપ્પું નથી. જગત ન્યાય સ્વરૂપ છે. કુદરતે ક્યારેય બિલકુલ અન્યાય કર્યો નથી. કુદરત જે પેણે માણસને કાપી નાખે છે, એક્સિડન્ટ થઈ જાય છે, એ બધું ન્યાય સ્વરૂપ છે. ન્યાયની બહાર કુદરત ચાલી નથી. આ વગર કામનાં અણસમજણથી ઠોકાઠોક કરે છે અને જીવન જીવવાની કળા પણ નથી આવડતી અને જો ચિંતા-ચિંતા માટે જે બન્યું એને ન્યાય કહો.

બન્યું એ ન્યાય જાણે તો આખા સંસારનો પાર આવી જાય એવું છે. આ દુનિયામાં એક સેકન્ડ પણ અન્યાય થતો નથી, ન્યાય જ થઈ રહ્યો છે. એટલે બુદ્ધિ આપણને ફસાવે છે કે આને ન્યાય કેમ કહેવાય ? એટલે અમે મૂળ વાત કહેવા માંગીએ છીએ કે કુદરતનું આ છે અને

બુદ્ધિથી તમે જુદા પડી જાવ. એક ફેરો જાણી લીધા પછી બુદ્ધિનું માનીએ નહીં આપણે. બન્યું એ ન્યાય. કોર્ટના ન્યાયમાં ઊંધું-ચત્તું થઈ જાય પણ આ ન્યાયમાં ફેર નહીં.

ન્યાય ખોળી ખોળીને તો દમ નીકળી ગયો છે. માણસના મનમાં એમ થાય કે આ મેં શું બગાડ્યું છે, તે મારું આ બગાડે છે. ન્યાય ખોળવા ગયા, તેનો આ બધો માર પડે છે. એટલે ન્યાય ખોળવો નહીં. ન્યાય ખોળીને તો આ બધાને સોળા પડી ગયા ને બન્યું એનું એ જ પાછું. સરવાળે તો એનું એ જ આવ્યું હોય. તો પછી શા માટે પહેલેથી ના સમજીએ ? આ તો અહંકારની ડખલ છે ખાલી !

## વિકલ્પોનો અંત એ જ મોક્ષમાર્ગ

હવે બુદ્ધિ જ્યારે વિકલ્પો કરાવડાવે ને, ત્યારે કહી દેવું, જે બન્યું એ ન્યાય. બુદ્ધિ ન્યાય ખોળે કે મારાથી નાનો થયો, મર્યાદા રાખતો નથી. એ રાખી એ જ ન્યાય અને ના રાખી તેય ન્યાય. જેટલી બુદ્ધિ નિર્વિવાદ થશે એટલે નિર્વિકલ્પ થાય પછી !

ન્યાય ખોળવા નીકળ્યા એટલે વિકલ્પો વધતા જ જાય અને આ કુદરતી ન્યાય વિકલ્પોને નિર્વિકલ્પ બનાવતો જાય. બની ગયું એ ન્યાય. અને તેમ છતાંય પછી પાંચ માણસ લવાદ મૂકે તેય પણ પેલાની વિરુદ્ધમાં જાય. તે પેલો એ ન્યાયને ગાંઠે નહીં એટલે કોઈને ગાંઠે નહીં. પછી વિકલ્પો વધતા જ જાય. પોતાની આજુબાજુ જાળું જ વીંટી રહ્યો છે એ માણસ કશું પ્રાપ્ત નથી કરતો. પાર વગરનો દુઃખી થયો ! એનાં કરતાં પહેલેથી જ શ્રદ્ધા રાખે કે બની ગયું એ ન્યાય.

અને કુદરત હંમેશાં ન્યાય જ કર્યા કરે છે, નિરંતર ન્યાય જ કરી રહી છે અને એ પુરાવા આપી શકે નહીં. પુરાવા 'જ્ઞાની' આપે કે ન્યાય કઈ રીતે ? એ બન્યું, 'જ્ઞાની' કહી આપે. એને સંતોષ કરી આપે અને તો નિવેડો આવે. નિર્વિકલ્પી થાય તો નિવેડો આવે.

❖ ❖ ❖ ❖ ❖

# ભોગવે એની ભૂલ

## કુદરતના ન્યાયાલયમાં...

આ જગતના ન્યાયાધીશ તો ઠેર ઠેર હોય છે પણ કર્મ જગતના કુદરતી ન્યાયાધીશ તો એક જ, 'ભોગવે એની ભૂલ.' આ એક જ ન્યાય છે. તેનાથી આખું જગત ચાલી રહ્યું છે અને ભ્રાંતિના ન્યાયથી આખોય સંસાર ઊભો છે.

એક ક્ષણવાર જગત કાયદા વગર રહેતું નથી. ઈનામ આપવાનું હોય તેને ઈનામ આપે છે, દંડ આપવાનો હોય તેને દંડ આપે છે. જગત કાયદાની બહાર ચાલતું નથી, કાયદેસર જ છે, સંપૂર્ણ ન્યાયપૂર્વક જ છે. પણ સામાની દૃષ્ટિમાં નહીં દેખાવાથી સમજાતું નથી. એ દૃષ્ટિ નિર્મળ થશે ત્યારે ન્યાય દેખાશે. સ્વાર્થ દૃષ્ટિ હોય, ત્યાં સુધી ન્યાય કેમ દેખાય ?

## આપણે કેમ ભોગવવાનું ?

આપણને દુઃખ કેમ ભોગવવું પડ્યું, તે ખોળી કાઢને ? આ તો આપણે આપણી ભૂલે બંધાયા છીએ. કંઈ લોકોએ આવીને બાંધ્યા નથી. તે ભૂલ ભાંગે પછી મુક્ત. અને ખરેખર તો મુક્ત જ છે, પણ ભૂલને લીધે બંધન ભોગવે છે.

જગતની વાસ્તવિકતાનું રહસ્યજ્ઞાન લોકોના લક્ષમાં જ નથી અને જેનાથી ભટક ભટક કરવું પડે, એ અજ્ઞાન-જ્ઞાનની બધાને ખબર છે. આ ગજવું કપાયું, તેમાં કોની ભૂલ ? આના ગજવામાંથી ના કપાયું ને તારું જ કેમ કપાયું ? તમારા બેમાંથી અત્યારે કોણ ભોગવે છે ? 'ભોગવે એની ભૂલ !'

## ભોગવવાનું પોતાની ભૂલને કારણે

જે દુઃખ ભોગવે એની ભૂલ અને સુખ ભોગવે તો એ એનું ઈનામ.

પણ ભ્રાંતિનો કાયદો નિમિત્તને પકડે. ભગવાનનો કાયદો, એ તો જેની ભૂલ હોય તેને જ પકડે. આ કાયદો એક્ઝેક્ટ છે અને તેમાં કોઈ ફેરફાર કરી શકે તેમ છે જ નહીં. જગતમાં એવો કોઈ કાયદો નથી કે જે કોઈને ભોગવટો આપી શકે !

પોતાની કંઈ ભૂલ હશે તો જ સામો કહેતો હશે ને ? માટે ભૂલ ભાંગી નાખોને ! આ જગતમાં કોઈ જીવ કોઈ જીવને તકલીફ આપી શકે નહીં, એવું સ્વતંત્ર છે અને તકલીફ આપે છે તે પૂર્વે ડખલ કરેલી તેથી. તે ભૂલ ભાંગી નાખો પછી હિસાબ રહે નહીં.

જગત દુઃખ ભોગવવા માટે નથી, સુખ ભોગવવા માટે છે. જેનો જેટલો હિસાબ હોય તેટલું થાય. કેટલાંક એકલું સુખ ભોગવતા હોય છે, તે શાથી ? કેટલાંક એકલું દુઃખ જ ભોગવતા હોય છે, એ શાથી ? પોતે એવાં હિસાબ લાવ્યો છે તેથી. જે પોતાને દુઃખ ભોગવવું પડે છે એ પોતાનો જ દોષ, બીજાં કોઈનો દોષ નહીં. જે દુઃખ દે, એની ભૂલ નહીં. દુઃખ દે, એની ભૂલ સંસારમાં અને આ ભોગવે એની ભૂલ, એ ભગવાનના કાયદામાં.

## પરિણામ, આપણી ભૂલનું જ

જે જે વખતે આપણને કંઈ પણ ભોગવવું પડે છે, તે આપણી જ ભૂલનું પરિણામ છે. આપણી ભૂલ સિવાય આપણને ભોગવવાનું હોય નહીં. આ જગતમાં એવું કોઈ નથી કે જે આપણને સહેજ પણ દુઃખ આપે અને જો કોઈ દુઃખ આપનાર છે, તો તે આપણી જ ભૂલ છે. સામાનો દોષ નથી, એ તો નિમિત્ત છે. માટે 'ભોગવે એની ભૂલ'.

કોઈ સ્ત્રી અને પુરુષ બે (પતિ-પત્ની) જણ ખૂબ ઝઘડતાં હોય અને બેઉ સૂઈ ગયા પછી આપણે છાનામાના જોવા જઈએ તો પેલી બહેન તો ઘસઘસાટ ઊંઘતી હોય અને ભઈ આમ આમ પાસા ફેરવતા હોય તો આપણે સમજવું કે આ બધી ભઈની ભૂલ છે, આ બહેન ભોગવતી નથી.

જેની ભૂલ હોય તે ભોગવે અને તે ઘડીએ જો ભઈ ઊંઘતા હોય ને બહેન જાગ્યા કરતા હોય તો જાણવું કે બહેનની ભૂલ છે. 'ભોગવે એની ભૂલ.' જગત આખું નિમિત્તને જ બચકાં ભરે છે.

## ભગવાનનો કાયદો શું ?

ભગવાનનો કાયદો તો શું કહે છે કે જે ક્ષેત્રે, જે કાળે, જે ભોગવે છે, તે પોતે જ ગુનેગાર છે. આ કોઈનું ગજવું કપાય તો એ કાપનારની આનંદની પરિણતિ હોય, એ તો હોટલમાં ચા-પાણી ને નાસ્તો કરતો હોય ને એ કાળે પેલો કે જેનું ગજવું કપાયું તે ભોગવતો હોય. માટે ભોગવનારની ભૂલ. એણે ક્યારેક પણ ચોરી કરી હશે, તો આજે પકડાયો માટે તે ચોર ને પેલો તો જ્યારે પકડાશે ત્યારે ચોર કહેવાશે.

જગત આખું સામાની ભૂલ જુએ છે. ભોગવે છે પોતે પણ ભૂલ સામાની જુએ છે. તે ઊલટાં ગુના ડબલ થતાં જાય છે અને વ્યવહાર ગૂંચવાડો પણ વધતો જાય છે. આ વાત સમજી ગયાં એટલે ગૂંચવાડો ઓછો થતો જાય.

આ જગતનો નિયમ એવો છે કે આંખે દેખે, એને ભૂલ કહે છે અને કુદરતનો નિયમ એવો છે કે કોણ ભોગવે છે, એની ભૂલ છે.

કોઈને કિંચિત્‌માત્ર દુઃખ ના આપીએ, કો'ક દુઃખ આપે તે આપણે જમે કરી લઈએ તો આપણા ચોપડા ચોખ્ખા થઈ જાય. કોઈને આપીએ નહીં, નવો વેપાર શરૂ કરીએ નહીં અને જૂનો હોય તે માંડવાળ કરી દઈએ એટલે ચૂકતે થઈ જાય.

## ઉપકારી, કર્મમાંથી મુક્ત કરાવનારા

જગતમાં કોઈનો દોષ નથી, દોષ કાઢનારાનો દોષ છે. જગતમાં દોષિત કોઈ છે જ નહીં. સહુ સહુના કર્મના ઉદયથી છે. બધા ભોગવી રહ્યા છે, તે કોઈ આજે ગુનો કરતા નથી. ગયા અવતારના કર્મના ફળ રૂપે આ બધું થાય છે. આજ તો એને પસ્તાવો થતો હોય પણ પેલો કોન્ટ્રેક્ટ

થઈ ગયો હોયને, એટલે શું થાય ? થયે જ છૂટકો છે.

વહુ સાસુને દુઃખ દે છે કે સાસુ વહુને દુઃખ દે છે, એમાં કોને ભોગવવું પડે છે ? સાસુને. તો સાસુની ભૂલ છે. સાસુ વહુને દુઃખ દેતી હોય, તો વહુએ એટલું સમજી જવું જોઈએ કે મારી ભૂલ છે. આ દાદાના જ્ઞાનના આધારે સમજી જવું કે ભૂલ હશે, તેથી જ આ ગાળો દે છે. એટલે સાસુનો દોષ નહીં કાઢવો જોઈએ. આ સાસુનો દોષ કાઢવાથી વધારે ગૂંચાયું છે, કોમ્પ્લેક્સ થયા કરે છે અને સાસુને વહુ પજવતી હોય તો સાસુએ દાદાના જ્ઞાનથી સમજી જવું જોઈએ કે ભોગવે એની ભૂલ, એ હિસાબે મારે નભાવી લેવું જોઈએ.

છૂટવું હોય તો જે જે કંઈ કડવું-મીઠું આવે (ગાળો, અપમાન વગેરે), તે જમે કરી લેજો. હિસાબ ચૂક્તે થઈ જશે. આ જગતમાં હિસાબ વગર તો આંખેય ભેગી ના મળે, તો બીજું બધું હિસાબ વગર તે થતું હશે ? તમે જેટલું જેટલું જેને જેને આપ્યું હશે, તેટલું તેટલું તમને તે પાછું આપશે ત્યારે તમે ખુશ થઈને જમે કરી લેજો કે હાશ ! હવે ચોપડો પૂરો થશે. નહીં તો ભૂલ કરશો તો પાછું ભોગવવું જ પડશે.

પોતાની ભૂલના જ માર ખાય છે. પથ્થર નાખ્યો તેની ભૂલ નહીં, જેને વાગ્યો તેની ભૂલ. તમારી આજુબાજુનાં છોકરાં-છૈયાંની ગમે તે ભૂલો કે કુકૃત્યો હશે પણ તમને તેની અસર થશે નહીં, તો તમારી ભૂલ નહીં અને તમને અસર થાય તો તમારી એ ભૂલ એવું નક્કી સમજી લેજો.

## આવું પૃથક્કરણ તો કરો

ભૂલ કોની છે ? ત્યારે કહે કે કોણ ભોગવી રહ્યું છે, એની તપાસ કરો. નોકરના હાથે દસ પ્યાલા ફૂટી ગયાં તો એની અસર ઘરનાં માણસો પર પડે કે ના પડે ? હવે ઘરનાં માણસોમાં છોકરાં હોય, તેમને તો કંઈ ભોગવવાનું હોય નહીં. એનો બાપો ને મમ્મી અકળાયા કરે. એમાં મમ્મી પણ થોડીવારે નિરાંતે ઊંઘી જાય પણ બાપો ગણતરી કર્યા કરે. દાયે પાંચે

પચાસ, આટલા રૂપિયા થયા ! એ એલર્ટ એટલે એને વધારે ભોગવવાનું. એના પરથી ભોગવે એની ભૂલ. એ જો એટલું પૃથક્કરણ કરતો કરતો આગળ વધે તો સીધો મોક્ષે જાય.

**પ્રશ્નકર્તા** : કેટલાક લોકો એવાં હોય છે કે આપણે ગમે તેટલું સારું વર્તન કરીએ તોય તે સમજતાં નથી.

**દાદાશ્રી** : એ ના સમજતાં હોય તો આપણી જ ભૂલનું પરિણામ છે. આ જે લોકોની ભૂલ જુએ છે, એ તો સાવ ખોટું છે. પોતાની ભૂલને લઈને નિમિત્ત મળે છે. આ તો પાછું જીવતું નિમિત્ત મળે તો તેને બચકાં ભરે ને આ કાંટો વાગ્યો હોય તો શું કરે ? ચાર રસ્તા પર કાંટો પડ્યો હોય ને હજારો માણસો જાય પણ કોઈનેય અડે નહીં, પણ ચંદુભાઈ ત્યાંથી જાય, તે કાંટો વાંકો હોય તોય તેને પગે વાગે. જેને કાંટો વાગવાનો હોય તેને જ વાગે, બધા જ સંયોગો ભેગા કરી આપે, પણ એમાં નિમિત્તનો શો દોષ ?

કોઈ પૂછે કે મારે મારી ભૂલો કેવી રીતે ખોળવી ? તો અમે એને શીખવાડીએ કે તને ક્યાં ક્યાં ભોગવટો આવે છે, એ તારી ભૂલ. તારી શી ભૂલ થઈ હશે તે આવું ભોગવવાનું આવ્યું, એ ખોળી કાઢજે.

## મૂળ ભૂલ ક્યાં છે ?

ભૂલ કોની ? ભોગવે એની ! શું ભૂલ ? ત્યારે કહે છે, 'હું ચંદુભાઈ છું' એ માન્યતા જ તારી ભૂલ છે. કારણ કે આ જગતમાં કોઈ દોષિત જ નથી. એટલે કોઈ ગુનેગાર પણ નથી, એમ સાબિત થાય.

આ દુઃખ દે છે, એ તો માત્ર નિમિત્ત છે પણ મૂળ ભૂલ પોતાની જ છે. જે ફાયદો કરે છે એય નિમિત્ત છે અને જે નુકસાન કરાવે છે એય નિમિત્ત છે. પણ એ આપણો જ હિસાબ છે તેથી આમ થાય છે.

❖ ❖ ❖ ❖ ❖

# પોતાના દોષો ધોવાનું સાધન - પ્રતિક્રમણ

## ક્રમણ-અતિક્રમણ-પ્રતિક્રમણ

સંસારમાં જે કંઇ થાય છે તે ક્રમણ છે. એ સાહજિક રીતે થાય છે ત્યાં સુધી ક્રમણ છે, પણ જો એક્સેસ (વધારે પડતું) થઇ જાય તો તે અતિક્રમણ કહેવાય અને જેનું અતિક્રમણ થયું હોય તો જો છૂટવું હોય તો તેનું પ્રતિક્રમણ કરવું જ પડે, એટલે કે ધોવું પડે, તો ચોખ્ખું થાય. પૂર્વે ચીતર્યું કે, 'ફલાણાને ચાર ધોલ આપી દેવી છે.' એથી આ ભવે જ્યારે એ રૂપકમાં આવે ત્યારે ચાર ધોલ આપી દેવાય. એ અતિક્રમણ થયું કહેવાય, માટે તેનું પ્રતિક્રમણ કરવું પડે. સામાવાળાના 'શુદ્ધાત્મા'ને સંભારીને, તેના નિમિત્તે પ્રતિક્રમણ કરવાં જોઇએ.

કોઇ ખરાબ આચાર થયો તે અતિક્રમણ કહેવાય. જે ખરાબ આચાર થયો એ તો ડાઘ કહેવાય, તે મનમાં બાઇટ (ડંખ્યા) થયા કરે, તેને ધોવા માટે પ્રતિક્રમણ કરવાં પડે. આ પ્રતિક્રમણથી તો સામાવાળાનાય તમારા માટેના ભાવ બદલાય, પોતાનેય સારા ભાવ થાય ને સામાનેય સારા ભાવ થાય. કારણ કે પ્રતિક્રમણમાં તો એટલી બધી શક્તિ છે કે વાઘ કૂતરા જેવો થઇ જાય! પ્રતિક્રમણ ક્યારે કામ લાગે ? જ્યારે કંઇક અવળા પરિણામ ઊભાં થાય ત્યારે જ કામ લાગે.

## પ્રતિક્રમણની યથાર્થ સમજ

પ્રતિક્રમણ એટલે શું ? પ્રતિક્રમણ એટલે સામો જે આપણું અપમાન કરે છે, તે આપણે સમજી જવું જોઈએ કે આ અપમાનનો ગુનેગાર કોણ છે ? એ કરનાર ગુનેગાર છે કે ભોગવનાર ગુનેગાર છે, એ આપણે પહેલું ડિસીઝન લેવું જોઈએ. તો અપમાન કરનાર એ બિલકુલેય ગુનેગાર નથી હોતો. એ નિમિત્ત હોય છે. અને આપણા જ કર્મના ઉદયને લઈને એ નિમિત્ત ભેગું થાય છે. એટલે આ આપણો જ ગુનો છે. હવે પ્રતિક્રમણ એટલા માટે કરવાનું કે એના પર ખરાબ ભાવ થાય તો પ્રતિક્રમણ કરવાં જોઈએ. એના તરફ નાલાયક છે, લુચ્ચો છે, એવો મનમાં વિચાર આવી

ગયો હોય તો પ્રતિક્રમણ કરવાનું. બાકી કોઈ પણ ગાળ ભાંડે તો એ આપણો જ હિસાબ છે, એ માણસ તો નિમિત્ત છે. ગજવું કાપે તે કાપનાર નિમિત્ત છે અને હિસાબ આપણો જ છે. આ તો નિમિત્તને જ બચકાં ભરે છે અને એના જ ઝઘડા છે બધા.

આખા દહાડામાં જે વ્યવહાર કરીએ છીએ તેમાં જ્યારે કંઈક અવળો થઈ જાય છે, તો આપણને ખબર પડે છે કે આની જોડે અવળો વ્યવહાર થઈ ગયો. ખબર પડે કે ના પડે ? તે આપણે વ્યવહાર કરીએ છીએ, એ બધું ક્રમણ છે. ક્રમણ એટલે વ્યવહાર. હવે કો'કની જોડે અવળું પડી ગયું. એવું આપણને ખબર પડે કે આની જોડે મારે કડક શબ્દ બોલાયો કે વર્તનમાં અવળું થયું. ખબર પડે કે ના પડે ? તો એ અતિક્રમણ કહેવાય.

અતિક્રમણ એટલે આપણે અવળા ચાલ્યા. એટલું જ સવળા પાછા આવ્યા એનું નામ પ્રતિક્રમણ.

## પ્રતિક્રમણની યથાર્થ વિધિ

**પ્રશ્નકર્તા :** પ્રતિક્રમણમાં શું કરવાનું ?

**દાદાશ્રી :** મન-વચન-કાયાનો યોગ, ભાવકર્મ, દ્રવ્યકર્મ, નોકર્મ, ચંદુભાઈ તથા ચંદુભાઈના નામની સર્વ માયાથી નોખા એવા 'શુદ્ધાત્મા'ને સંભારીને કહેવું કે, 'હે શુદ્ધાત્મા ભગવાન ! મારાથી ઊંચે સાદે બોલાયું તે ભૂલ થઇ, માટે તેની માફી માગું છું, અને તે ભૂલ હવે ફરી નહીં કરું એ નિશ્ચય કરું છું. તે ભૂલ ફરી નહીં કરવાની શક્તિ આપો.' 'શુદ્ધાત્મા'ને સંભાર્યા અથવા 'દાદા'ને સંભાર્યા ને કહ્યું કે, 'આ ભૂલ થઇ ગઈ'; એટલે એ આલોચના, ને એ ભૂલને ધોઇ નાખવી એ પ્રતિક્રમણ અને એ ભૂલ ફરી નહીં કરું એવો નિશ્ચય કરવાનો એ પ્રત્યાખ્યાન છે! સામાને નુકસાન થાય એવું કરે અથવા એને આપણા થકી દુ:ખ થાય એ બધાં અતિક્રમણ અને તેનું તરત જ આલોચના, પ્રતિક્રમણ ને પ્રત્યાખ્યાન કરવું પડે.

આવાં પ્રતિક્રમણથી લાઈફ પણ સુંદર જાય અને મોક્ષે જવાય ! ભગવાને કહ્યું છે કે, 'અતિક્રમણનું પ્રતિક્રમણ કરશો તો જ મોક્ષે જવાશે.'

## પ્રતિક્રમણ વિધિ

પ્રત્યક્ષ 'દાદા ભગવાન'ની સાક્ષીએ, દેહધારી (જેની પ્રત્યે દોષ થયો હોય, તે સામી વ્યક્તિનું નામ) ના મન-વચન-કાયાના યોગ, ભાવકર્મ-દ્રવ્યકર્મ-નોકર્મથી ભિન્ન એવા હે શુદ્ધાત્મા ભગવાન, આપની સાક્ષીએ, આજ દિન સુધી મારાથી જે જે ★★ દોષ થયા છે, તેની ક્ષમા માંગું છું. એનો હૃદયપૂર્વક ખૂબ પશ્ચાત્તાપ કરું છું. મને ક્ષમા કરો, ક્ષમા કરો, ક્ષમા કરો. અને ફરી આવાં દોષો ક્યારેય પણ નહીં કરું એવો દૃઢ નિશ્ચય કરું છું. તે માટે મને પરમ શક્તિ આપો, શક્તિ આપો, શક્તિ આપો.

★★ આખી જિંદગી દરમ્યાન ક્રોધ-માન-માયા-લોભ, વિષય-કષાય વિગેરેથી કોઈને પણ દુઃખ અપાઈ ગયું હોય, તે દોષો મનમાં યાદ કરવા.

# નિષ્પક્ષપાતી ત્રિમંદિર શા માટે ?

જ્યારે જ્યારે મૂળ પુરુષો હાજર હોય છે જેવાં કે શ્રી મહાવીર ભગવાન, શ્રી કૃષ્ણ ભગવાન, શ્રી રામ ભગવાન ત્યારે તેઓ લોકોને ધર્મોના મતમતાંતરમાંથી બહાર કાઢી આત્મધર્મમાં સ્થિર કરે છે અને કાળક્રમે મૂળ પુરુષની ગેરહાજરી થવાથી દુનિયામાં ધીરે ધીરે મતભેદ પડી જઈ ધર્મમાં વાડા-સંપ્રદાયો બની જાય છે. તેનાં પરિણામે સુખ-શાંતિ ગુમાવતાં જાય છે.

અક્રમ વિજ્ઞાની પરમ પૂજ્ય દાદા ભગવાને (દાદાશ્રીએ)લોકોને આત્મધર્મ તો પમાડ્યો પણ સાથે સાથે ધર્મમાં રહેલા મારા-તારીના ઝઘડા દૂર કરવા અને લોકોને પક્ષાપક્ષીના આગ્રહની બદીના જોખમમાંથી બહાર કાઢવા એક અનોખું પગલું લીધું, તે હતું નિષ્પક્ષપાતી ધર્મસંકુલનું નિર્માણ.

મોક્ષના ધ્યેયની પૂર્ણાહૂતિ કાજે શ્રી મહાવીર સ્વામી ભગવાને આત્મજ્ઞાનપ્રાપ્તિનો માર્ગ જગતને આપેલ, શ્રીકૃષ્ણ ભગવાને ગીતાના ઉપદેશમાં 'આત્મવત્ સર્વભૂતેષુ'ની દૃષ્ટિ અર્જુનને આપી અને જીવ અને શિવનો ભેદ ભૂલાય ત્યારે આપણે પોતે જ શિવસ્વરૂપ થતાં 'ચિદાનંદરૂપઃ શિવોહમ્ શિવોહમ્'ની દશાએ પહોંચાય છે. આમ સૌ ધર્મના મૂળ પુરુષોના હૃદયની વાત આત્મજ્ઞાન પ્રાપ્તિની જ હતી, જે સમજાય તો આત્મજ્ઞાનપ્રાપ્તિનો પુરુષાર્થ શરૂ થાય અને દરેકને આત્મદૃષ્ટિથી જોતાં અભેદતા ઉત્પન્ન થાય. કોઈ પણ ધર્મનું ખંડન-મંડન ના થાય કે પ્રમાણ આપણાથી ના દુભાય એવી ભાવના નિરંતર રહ્યા કરે છે.

પરમ પૂજ્ય દાદાશ્રી કહેતાં કે જાણતાં-અજાણતાં જેની જેની વિરાધના થઈ હોય એ સર્વની આરાધના થવાથી એ બધી વિરાધનાઓ ધોવાઈ જાય. આવાં નિષ્પક્ષપાતી ત્રિમંદિર સંકુલમાં પ્રવેશ કરી બધા જુદા જુદા ભગવાનની મૂર્તિ પાસે બે હાથ જોડી સહજતાથી માથું ઝુકે છે ત્યારે અંદરથી બધી પકડ, દુરાગ્રહ, ભેદભાવ ભરેલી માન્યતાઓ ભૂંસાતી જાય છે અને નિરાગ્રહી થવાય છે.

મુખ્ય કેન્દ્ર તરીકે કાર્યરત પરમ પૂજ્ય દાદા ભગવાન પ્રેરિત નિષ્પક્ષપાતી ત્રિમંદિર અડાલજ મુકામે, અમદાવાદ-મહેસાણા હાઈવે પર, અમદાવાદથી આશરે ૧૮ કિ.મી. દૂર આવેલું છે. આ સિવાય અમદાવાદ, રાજકોટ, ભૂજ, ગોધરા જેવાં શહેરોમાં તથા ચલામલી, ભાદરણ, વાસણા, કટોસણ જેવાં ગામોમાં નિષ્પક્ષપાતી ત્રિમંદિરોનું નિર્માણ થયેલ છે. હાલમાં મુંબઈમાં બોરીવલી ખાતે આવું જ ભવ્ય નિષ્પક્ષપાતી ત્રિમંદિર નિર્માણ હેઠળ છે.

**જ્ઞાનવિધિ શું છે ?**

☞ આત્મસાક્ષાત્કાર પામવાનો ભેદજ્ઞાનનો પ્રયોગ, જે પ્રશ્નોત્તરી સત્સંગથી જુદો છે, જેમાં મુમુક્ષુને પોતાના જ આત્માનો સાક્ષાત્કાર થાય છે.

☞ ૧૯૫૮માં પરમ પૂજ્ય દાદા ભગવાનને જે આત્મજ્ઞાન પ્રગટ્યું, તે જ આત્મજ્ઞાન આજે પણ એમની કૃપા તથા પૂજ્ય નીરુમાના આશીર્વાદથી આત્મજ્ઞાની પૂજ્ય દીપકભાઈના માધ્યમ થકી પ્રાપ્ત થાય છે.

**જ્ઞાન શા માટે લેવું જોઈએ ?**

☞ જન્મ-મરણના ફેરામાંથી મુક્ત થવા, મોક્ષપ્રાપ્તિ માટે.

☞ પોતાનો આત્મા જાગૃત કરવા.

☞ ઘર, કુટુંબ, કામકાજ, વ્યવહારમાં સુખ-શાંતિ અનુભવવા.

**જ્ઞાનવિધિથી શું પ્રાપ્ત થાય છે ?**

☞ અનંત કાળનાં પાપો ભસ્મિભૂત થાય છે.

☞ અજ્ઞાન માન્યતાઓ (રોંગ બિલીફો) દૂર થાય છે.

☞ આત્મજાગૃતિ ઉત્પન્ન થાય છે.

☞ સાચી સમજણથી સંસારવ્યવહાર પૂરો કરવાની ચાવીઓ મળે છે.

☞ નવા કર્મો બંધાતા નથી અને જૂના કર્મો પૂરા થતા જાય છે.

**જ્ઞાન માટે પ્રત્યક્ષ આવવું જરૂરી છે ?**

☞ જ્ઞાનવિધિ એ જ્ઞાનીની કૃપા અને આર્શીવાદનું ફળ છે. તે માટે પ્રત્યક્ષ આવવું અનિવાર્ય છે.

☞ પૂજ્ય નીરુમા તથા પૂજ્ય દીપકભાઈના ટીવી કે વીસીડી સત્સંગ કાર્યક્રમો તથા દાદાનાં પુસ્તકો તમને જ્ઞાન મેળવવા અંગેની પૂર્વભૂમિકા તૈયાર કરાવી શકે પરંતુ આત્મસાક્ષાત્કાર ના કરાવી શકે.

☞ જ્ઞાન પ્રાપ્ત કરવાનાં કોઇ પણ સાધનથી શાંતિ જરૂર મળે પરંતુ પોતાનો આત્મા જગાડવા પ્રત્યક્ષ આવી જ્ઞાન લેવું પડે. દા.ત. પુસ્તકમાં દર્શાવેલો દીવો પ્રકાશ ના આપી શકે પરંતુ પ્રગટ દીવો પ્રકાશ આપી શકે.

☞ **જ્ઞાન લેવા તમારે ધર્મ કે ગુરુ બદલવાના નથી.**

☞ **જ્ઞાન એ અમૂલ્ય વસ્તુ હોઈ એના માટે કંઈ પણ મૂલ્ય આપવાનું હોતું નથી.**

## દાદા ભગવાન પ્રરૂપિત પ્રકાશનો



- પરમ પૂજ્ય દાદા ભગવાનના હિન્દી, અંગ્રેજી, મરાઠી, તેલુગુ, મલયાલમ, સ્પેનિશ તથા જર્મન ભાષામાં ભાષાંતરિત થયેલા પુસ્તકો પણ ઉપલબ્ધ છે.

- આ ઉપરાંત પરમ પૂજ્ય દાદા ભગવાનની જ્ઞાનવાણી તથા આગામી સત્સંગ કાર્યક્રમોની માહિતી પ્રગટ કરતું દાદાવાણી મેગેઝીન ગુજરાતી, હિન્દી તથા અંગ્રેજી ભાષામાં દર મહિને નિયમિત પ્રકાશિત થાય છે.

**પૂજ્ય નીરુમા / પૂજ્ય દીપકભાઈને નિહાળો ટીવી ચેનલ પર...**

- **ડીડી-ગિરનાર પર દરરોજ સવારે ૭ થી ૭-૩૦, બપોરે ૩-૩૦ થી ૪ તથા રાત્રે ૯ થી ૯-૩૦**
- **દૂરદર્શન (નેશનલ) પર સોમ-મંગળ-બુધ સવારે ૮-૩૦ થી ૯**

## સંપર્કસૂત્ર

### દાદા ભગવાન પરિવાર

**અડાલજ** : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ, જિ. ગાંધીનગર-૩૮૨૪૨૧. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦
**e-mail :** info@dadabhagwan.org

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોન:** (૦૭૯)૨૭૫૪૦૪૦૮

**રાજકોટ :** **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૨૭૪૧૧૧૩૯૩

**વડોદરા :** **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** (૦૨૬૫) ૨૪૧૪૧૪૨

**ભુજ :** **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩

**ગોધરા :** **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. ફોન : (૦૨૬૭૨) ૨૬૨૩૦૦

| | | | |
|---|---|---|---|
| **અમરેલી** | : ૯૪૨૬૯ ૮૫૬૩૮ | **ભાદરણ ત્રિમંદિર** | : ૯૯૨૪૩ ૪૩૭૨૯ |
| **ભાવનગર** | : ૯૯૨૪૩ ૪૪૪૨૫ | **વડોદરા** | : ૯૮૨૫૦ ૩૨૯૦૧ |
| **સુરેન્દ્રનગર** | : ૯૮૭૯૨ ૩૨૮૭૭ | **ભરૂચ** | : ૯૪૨૮૩ ૨૬૯૭૨ |
| **જામનગર** | : ૯૩૨૭૬ ૧૬૫૬૧ | **નડીયાદ** | : ૯૯૯૮૯ ૮૧૯૬૫ |
| **જૂનાગઢ** | : ૯૯૨૪૩ ૪૪૪૮૯ | **સુરત** | : ૯૫૭૪૦ ૦૮૦૦૭ |
| **અંજાર** | : ૯૫૭૪૦ ૦૮૧૨૬ | **વલસાડ** | : ૯૯૨૪૩ ૪૩૨૪૫ |
| **ગાંધીધામ** | : ૯૫૭૪૦ ૦૮૧૨૪ | **મોરબી** | : ૯૬૨૪૧ ૨૪૧૨૪ |
| **ભૂજ** | : ૯૯૨૪૩ ૪૩૭૬૪ | **મુંબઈ** | : ૯૩૨૩૫૨૮૯૦૧ |
| **ગોધરા** | : ૯૯૨૪૩ ૪૩૪૬૮ | **દિલ્હી** | : ૯૩૧૦૦ ૨૨૩૫૦ |
| **મહેસાણા** | : ૯૯૨૫૬ ૦૫૩૪૫ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **પાલનપુર** | : ૯૫૭૪૦ ૦૮૨૯૯ | **કોલકત્તા** | : ૦૩૩ - ૩૨૯૩૩૮૮૫ |

**U.S.A. :** **Dada Bhagwan Vignan Institute** :
100, SW Redbud Lane, Topeka, Kansas 66606
**Tel. :** +1 877-505 (DADA) 3232 ,
**Email :** usa@dadabhagwan.org

**U.K. :** +44 330 111(DADA) 3232
**Kenya** : +254 722 722 063
**Australia** : +61 421127947
**UAE** : +971 557316937
**Singapore** : +65 81129229
**NZ** : +64 21 0376434

**Website : www.dadabhagwan.org**

# જ્ઞાનવિધિ



જ્ઞાનવિધિ એ જન્મોજન્મથી પોતાના સ્વરૂપની-આત્માની અનુભૂતિ માટે ઝંખી રહેલ મુમુક્ષુઓ માટે જ્ઞાની પુરુષ દાદા ભગવાનની અક્રમ વિજ્ઞાન થકી આત્મસાક્ષાત્કાર પામવા માટેની અણમોલ ભેટ છે. જ્ઞાનવિધિ એ હું (આત્મા) અને મારું (મન-વચન-કાયા) વચ્ચે ભેદરેખા પાડી આપતો જ્ઞાનીપુરુષની વિશેષ આધ્યાત્મિક સિદ્ધિથી થતો વૈજ્ઞાનિક જ્ઞાનપ્રયોગ છે. આ જ્ઞાનથી કાયમી પરમાનંદની પ્રાપ્તિ થાય છે તથા ચિંતાઓથી મુક્ત થતાં જવાય છે. સાથે સાથે તેના સાંસારિક સંબંધો શાંતિમય બને છે તથા સાંસારિક ગૂંચવણોના ઉકેલ શોધવામાં ઉપયોગી થાય છે.

- દાદાશ્રી

ISBN 978-93-82128-21-2

Printed in India